# સ્કાઉટિંગ અને બીજી વાતો



ગજાનન ઉ. ભટ્ટ

# સ્કાઉટિંગ

## અને બીજી વાતો

લેખક અને પ્રકાશક

ગજાનન ઉ. ભટ્ટ

સંવત ૧૯૮૫ સને ૧૯૨૯



નેકનામદાર મહારાજા સાહેબ

**કૃષ્ણકુમારસિંહજી**

# અર્પણ પત્ર

જેમણે સ્કાઉટિંગની પ્રવૃત્તિમાં રસમય ભાગ લઈ તેને
ઉત્તેજન આપ્યું છે; જેઓ આ પુસ્તકના મૂળ
વિષયોમાં રસ લે છે; જેમનું નિર્મળ બાળજીવન
નિરખી હું મને કૃતાર્થ થયો માનું છું;
તેવા

નામદાર મહારાજા સાહેબ
**રાઓળ શ્રી કૃષ્ણકુમારસિંહજી**
**ને**
સપ્રેમ ભક્તિભાવપૂર્વક અર્પણ

卐

આપનો સદાનો સેવક
**ગજાનન ઉ. ભટ્ટ**



# અનુક્રમણિકા

## વિભાગ પહેલો : સ્કાઉટિંગ


| | પૃ. |
|---|---|
| ઉઘાડી આંખે જંગલમાં . . . . . . | ૩ |
| કેટલાક અનુભવો . . . . . . . . | ૯ |
| જંગલમાં ભય . . . . . . . . | ૧૪ |
| જંગલમાં રસોઈ . . . . . . . . | ૨૧ |
| જંગલમાં સગવડો . . . . . . . . | ૨૭ |
| સ્કાઉટ શું કરી શકે? . . . . . . . . | ૩૩ |
| નિરીક્ષણશક્તિ . . . . . . . . | ૩૮ |
| વખત ઝડપ અને અંતરની ગણત્રી . . . . | ૪૬ |
| સ્કાઉટ અને સ્વચ્છતા . . . . . . | ૫૨ |
| છુપા સંદેશા . . . . . . . . | ૬૧ |
| ખોખરાની ખાણમાં એક રાત . . . . . . | ૬૮ |
| ખોરાકની પસંદગી . . . . . . . . | ૭૮ |
| મહુવાનું સ્કાઉટસંમેલન . . . . . . | ૮૩ |


## વિભાગ બીજો : વાર્તાઓ


| | |
|---|---|
| ભૂતિયો ઓરડો . . . . . . . . | ૯૩ |
| ઇંગ્લંડની નિશાળમાં . . . . . . . . | ૧૧૬ |
| શરત કોણ જીત્યું? . . . . . . . . | ૧૩૩ |
| ટૉમી . . . . . . . . . . | ૧૪૮ |
| બેરી ફૉકર . . . . . . . . . . | ૧૬૦ |

જંગલનું ઝનુન . . . . . . . . ૧૭૮
દક્ષિણ ધ્રુવની શોધ . . . . . . . . ૧૯૩

## વિભાગ ત્રીજો : પક્ષીનિરીક્ષણ

પક્ષીનિરીક્ષણ . . . . . . . . ૨૧૩
મારાં નવાં પાડોશી . . . . . . . . ૨૨૭
મારા ફળીમાં . . . . . . . . ૨૩૪
કોયલ . . . . . . . . . . ૨૪૦
ચંડુલ અગન અને તેમનાં કુટુંબી . . . . ૨૪૮
માળા અને ઇંડાં . . . . . . . . ૨૫૬
ટીટોડી . . . . . . . . . . ૨૬૫
કલકલીઓ તથા નાનો નીલકંઠ . . . . . . ૨૭૫
કાળોકોશી . . . . . . . . . . ૨૮૪

## પરિશિષ્ટ

પક્ષીઓ વિષે ટૂંકી નોંધ . . . . . . ૨૯૩

# ચિત્રોનો ક્રમ


| | | |
|---|---|---|
| સ્કાઉટ (ત્રિરંગી) | | મુખચિત્ર |
| નેકનામદાર મહારાજા સાહેબ કૃષ્ણકુમારસિંહજી | | અર્પણની સામે |
| નાર | પૃ. ૧૨ | ,, |
| સ્કાઉટોએ કરેલો ધુમાડો . . . ખબર પહોંચાડે છે. | ૧૩ | ,, |
| કુમાર શ્રી નિર્મળકુમારસિંહજી | ૧૬ | ,, |
| સર પ્રભાશંકર ડી. પટણી | ૩૩ | ,, |
| શ્રી અનંતરાય પ્ર. પટણી | ૫૬ | ,, |
| લાંબી કમાનો વાળી ગજારમાં ઉતાવળે પગલે ચાલવા લાગ્યો. | ૧૧૨ | ,, |
| ચંદ્રના પ્રકાશમાં રૂપાનો પ્યાલો એકી ટશે નિરખતો જોયો. | ૧૧૩ | ,, |
| જ્હેપના મોં પર સજ્જડ તમાચો માર્યો. | ૧૨૮ | ,, |
| ટોમીની લાંબીલાંબી વાતો માને સંભળાવતો. | ૧૨૯ | ,, |
| ગલુડિયું મોહનના પગમાં અટવાયું. | ૧૪૪ | ,, |
| ત્રણે બચ્ચાંએ આખો દિવસ વ્યર્થ ચિત્કાર કર્યો. | ૧૪૫ | ,, |
| કેપ ઇવાન્સમાં ડાયરી લખતો કૅપ્ટન સ્કૉટ | ૨૦૦ | ,, |
| ઑટ્સે પોતાનું બલિદાન દીધું. | ૨૦૧ | ,, |
| રાજાલાલ, મોટો નીલકંઠ, કલકલીઓ, ટીટોડી (ત્રિરંગી) | ૨૧૩ | ,, |
| લક્કડખોદ | ૨૨૪ | ,, |
| સફેદ દીવાળીઘોડો | ૨૨૫ | ,, |
| બુલબુલ, સુગરી, કુલ્કી, પીલક (ત્રિરંગી) | ૨૪૦ | ,, |
| ઘંટીટાંકણીઓ અથવા હુડહુડ | ૨૬૪ | ,, |
| માળામાં ઇંડાં સેવતું બુલબુલ (ફોટો: ડૉ. બાબુ) | ૨૬૫ | ,, |
| ટીટોડી (ફોટો: શ્રી એ. પી. પટણી) | ,, | ,, |

# પ્રસ્તાવના

મિ. ગજાનન ઉ. ભટ્ટને હું ઘણાં વર્ષોથી ઓળખું છું. તેમનું કેટલુંક વિદ્યાર્થીજીવન મારી દૃષ્ટિ નીચે પસાર થયું છે. પોતાનાં જીવન અને શક્તિ મારા સહવાસને લીધે ઘણે અંશે ઘડાયાં છે એવી એમની માન્યતા હોવાને લીધે આ પુસ્તકની પ્રસ્તાવના લખવાની એમણે મને વિનંતિ કરી છે, અને તેને માટે હું મગરૂર છું. તેમને માટે મેં જે આશાઓ રાખી હતી તે તેઓ સફળ કરતા આવ્યા છે, અને મને ખાતરી છે કે જે આદર્શો ઉપર શ્રદ્ધા રાખી તેઓ પોતાનું જીવન છેલ્લાં દસ વર્ષથી દોરતા આવ્યા છે તે ને તે માર્ગ પકડી રાખશે, તો બાળકેળવણીમાં તેઓ ખ્યાતિ મેળવ્યા સિવાય રહેશે નહિ. તેઓ સ્કાઉટિંગની રમત ઘણી સારી રીતે રમે છે.

'કુમાર' માસિકમાં તેઓ અવારનવાર સ્કાઉટિંગને લગતા લેખો અને વાર્તાઓ લખતા. એ બધાં હવે આ પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ થાય છે. તેમાં સ્કાઉટો ઉપરાંત બીજાં બાળકોને આનંદ આપે એવા લેખો અને વાર્તાઓ પણ છે. હું ધારું છું કે ગુજ-રાતીમાં આ પ્રકારનું પુસ્તક તો આ પહેલું જ છે. તેમના પક્ષીનિરીક્ષણના લેખો હિંદના સાહિત્યમાં અસામાન્ય છે, અને તેના તરફ પક્ષીવિદ્યાના હિંદી તેમજ કેટલાક અંગ્રેજ અભ્યાસી-ઓનું પણ ધ્યાન ખેંચાયું છે.

પણ આ પુસ્તક ખાસ તો સ્કાઉટોને માટે જ રચાયું હોવાથી, જે જે સ્કાઉટો ગુજરાતી ભાષા સમજી શકે છે તે સૌ તો, આ લેખો વાંચીને નિવૃત્તિના સમયમાં અથવા કૅમ્પ કે હાઇકમાં

જતાં, પક્ષીઓનું જીવન સમજવા તરફ પોતાનું મન જરૂર વાળશે એવી હું આશા રાખું છું.

આમાંના કેટલાએક લેખો તો માત્ર અનુવાદ જ છે—અને મુળ સ્કાઉટિંગના વિષયના તો ઘણે અંશે એ જ હોઇ શકે; કેટલાક એમણે વાંચેલાં જુદાંજુદાં પુસ્તકો ઉપરથી ઘડાએલા છે; અને કેટલાક એમના સ્વતંત્ર જ છે.

સ્કાઉટિંગ એટલે બાળકોને આનંદથી સેવા અને સ્વાશ્રય-ધર્મમાં ઉછેરવાની કેળવણીની પદ્ધતિ. ખરા સ્કાઉટોમાં કેવા પ્રકારનો સામાજિક સેવાભાવ ઉત્પન્ન થઇ શકે છે તે જોવું હોય તેમણે આ પુસ્તકમાંનો 'સ્કાઉટ શું કરી શકે' એ નામનો લેખ વાંચવો.

હું આશા રાખું છું કે જે ભાવથી આ બધા લેખો લખાયા છે અને જે હેતુથી તે હવે પ્રસિદ્ધ થાય છે, તે ભાવ ને હેતુને વિદ્યાર્થીઓ ને વિદ્યાર્થીજીવનમાં રસ લેનાર સર્વે વધાવી લેશે.

**અનંતરાય પ્રભાશંકર પટણી**

૧૭૯૮૭૨

# બે બોલ

સ્કાઉટિંગ સાથેના મારા દસ વર્ષના નિકટના પરિચયથી મને વારંવાર એમ થતું કે બાળકોમાં સેવા અને સ્વાશ્રય ખીલવતી આ પ્રવૃત્તિ આપણે ત્યાં જો વધુ બંધબેસતી કરવી હોય તો આપણા સંયોગોને અનુકુળ તે બનવી જોઇએ. અને તે બનાવવા માટે આપણી દૃષ્ટિથી જ સ્કાઉટિંગ ઉપર અવલોકનો થવાં જોઇએ તથા લેખો લખાવા જોઇએ. આફ્રિકાના ઝુલુની કે અમેરિકાના રેડ ઇન્ડિયન્સની ઓછે સાધને ચલાવી લેવાની શક્તિ, જંગલમાં સગવડો ઉભી કરવાની આવડત, નીડરપણું, તેમની તીવ્ર અવલોકનશક્તિ વગેરેની વાતો આપણાં બાળકો ઉપર જે અસર કરે તેના કરતાં, દોરી કળશિયો અને ખભે ખડિયો લઇ કાશી સુધી પગે યાત્રા કરવા જતા આપણા વડીલોની વાતો, પાણી અને પત્થર ઉપર પણ પગીરૂં કાઢતા આપણા પગીઓની કથાઓ, એક લોટો અને કામળો લઇ હરદ્વારથી રામેશ્વર અને પુરીથી દ્વારકા મુસાફરી કરતા આપણા 'ગ્લોબ-ટ્રૉટર' બાવાઓ, ગીર અને અરવલ્લીમાં સિંહ તથા વાઘનું વસ્તીપત્રક કરી શકે તેવા આપણા શિકારીઓની હકીકતો, અવશ્ય વિશેષ અસર કરી શકે એમ હું માનું છું. આ માન્યતાને અવલંબી સ્કાઉટિંગ ઉપર લેખો લખવાની શરૂઆત મેં આજથી ત્રણ વર્ષ ઉપર કરી. અને તે એક પછી એક 'કુમાર' માસિકમાં પ્રસિદ્ધ થયા. સ્કાઉટિંગ ઉપરનાં વાંચેલાં પુસ્તકોની મારા ઉપર થએલી અસર જો બાદ કરીએ તો તેમાંના ઘણા લેખો તો તદ્દન સ્વતંત્ર છે.

આ ઉપરાંત આ પુસ્તકમાં બીજા બે વિભાગ પ્રસિદ્ધ થાય છે. એક વાર્તાઓનો અને બીજો પક્ષીનિરીક્ષણનો. વાર્તાઓ તો બધી યોગ્ય ફેરફાર કરીને અંગ્રેજી ઉપરથી લીધેલી છે; છતાં આ પુસ્તકને બંધબેસતી કરવા માટે પસંદગી અમુક જ રીતે કરેલી છે. કેટલીક વાતો સ્કાઉટિંગ ઉપર છે, જ્યારે કેટલીક વાતો પશુ-પક્ષીના અભ્યાસ (Nature Study) ઉપર છે. તેઓ માત્ર વાર્તાઓ જ નહિ, પણ પશુ-પક્ષીના જીવનનું વિજ્ઞાનની દૃષ્ટિએ અવલોકન છે. એટલે સ્કાઉટિંગના વિભાગ ને પક્ષીવિભાગની વચ્ચે આ વાર્તાવિભાગ એક સંધિ-ભૂમિ તરીકે મુકેલો છે.

આપણી આસપાસ એક નવી જ દુનિયા વસે છે અને તેમાંથી, વગર ખર્ચે તથા ખાસ દૂર ગયા સિવાય પુષ્કળ આનંદ અને જ્ઞાન મળે તેમ છે. તે પક્ષી-જગત સબંધી આપણું અજ્ઞાન ઘણું છે. પક્ષીઓની એ દુનિયામાં શા શા અને કેવા કેવા આનંદો રહ્યા છે તે દર્શાવવા મેં પક્ષીવિભાગમાં યત્ન કર્યો છે. એ બધા લેખો મારા પોતાના જ નિરીક્ષણના પરિણામ રૂપ છે, અને બીજાઓ જ્યારે પક્ષીનું અવલોકન શરૂ કરે ત્યારે તેમને મદદ રૂપ થાય તે દૃષ્ટિથી એ લેખો લખાયા છે.

આ પુસ્તક વાંચી ઉગતી પ્રજામાં સેવા અને સ્વાશ્રય ખીલે તથા પક્ષીનિરીક્ષણનો શોખ વૃદ્ધિ પામે તો મેં લીધેલો શ્રમ સફળ છે એમ હું માનું છું.

મારી આ બધી પ્રવૃત્તિઓની પાછળ પ્રાણ રૂપ, અને જેમની મદદ તથા સલાહ સિવાય આ પુસ્તક બહાર ન જ પડી શક્યું હત તે, શ્રી અનંતરાય પટણીનો જો હું ઉપકાર ન માનું તો મારા જેવો બીજો કૃતઘ્ન કોણ?

આ પુસ્તકમાં બહાર પડતા સર્વ લેખો 'કુમાર'માં છપાઇ ગયા છે. તે બધાને પુસ્તક રૂપે બહાર પાડવાની પરવાનગી આપી કુમાર કાર્યાલયે મને સદાનો ઋણી કર્યો છે. અને રા. રવિશંકર રાવળ તથા રા. બચુભાઇ રાવતે જાતે દેખરેખ રાખી આ પુસ્તક આટલું સફળતાપૂર્વક બહાર પાડવામાં મને જે મદદ કરી છે તે માટે તેમનો અત્રે ઉપકાર માનવાની તક લઉં છું.

**ગજાનન ઉ. ભટ્ટ**

ભાવનગર બૉય સ્કાઉટ એસોસીએશનનું

## સ્કાઉટ ગીત

સશક્ત સજ્જન યુવાન બનશું દેશ–રાજ-ભક્તિ વાળા,
સેવા કરશું જગત તણી જગ અમારી ફેરવશે માળા;
સ્વાર્થ તજી પોતાનો, પરનો સ્વાર્થ સાધતાં મરી મટશું,
સ્નેહ જળે નવડાવી જનતા નામ કૃષ્ણ નૃપનું રટશું.



# ઉઘાડી આંખે જંગલમાં

જંગલના નિવાસ સિવાય સ્કાઉટિંગ પૂર્ણ નથી એવો સ્કાઉટિંગનો એક અગત્યનો સિદ્ધાંત છે. હીમત, સ્વાશ્રય તથા નિરીક્ષણશક્તિ ખીલવવા માટે વિદ્યાર્થીઓએ દર અઠવાડિયે એક અથવા બે રાત જંગલમાં ગાળવી ઘણી જ અગત્યની છે. ગીચ જંગલમાં અંધારી રાત્રિએ, તાપના ભડકાની ફરતા બેસી વીરરસની વાતો સાંભળવામાં જ વીરતાની ખરી કેળવણી છે. ઘુવડના હૃદયભેદક અવાજથી, શિયાળવાંના રૂદનથી, તમરાંના તીણા તમતમાટથી ભીષણ બનેલી કોઈ રાત્રીએ પાસે સુતેલી ટુકડીના રક્ષણાર્થે પહેરો ભરવો તે જ યુવકોનાં હૃદયમાં હીમતના અને વીરતાના ભાવો કુદરતી રીતે પ્રકટાવે છે. એ આનંદ જેટલો અનુભવથી મળે છે તેટલો વાંચનથી સમજાય એમ નથી.

### અનુભવ

જંગલના નામથી જ આપણો જનસમાજ ભડકે છે; તો ત્યાં રાત ગાળવાની તો વાત જ તેમને ગળે કેમ ઉતરે? પણ હું અનુભવ ઉપરથી ખાતરી આપું છું કે સાપ વગેરે જંગલી જીવો, જનાવરો તથા પ્રાણીઓથી જેટલા આપણે ડરીએ છીએ તેના કરતાં તેઓ આપણાથી વિશેષ ડરે છે. જે સ્થળે માણસોનો પગરવ થાય તથા રાત્રે તાપણું કરવામાં આવે તેવે

સ્થળેથી આવાં હિંસક પ્રાણીઓ એકેક માઇલ દૂર જતાં રહે છે. આવાં ભયંકર સ્થળોમાં પાંચપાંચ રાત્રિ સોથી દોઢસો કુમાર સૈનિકો સાથે જમીન ઉપર પથારી કરીને નિર્વિઘ્ને પસાર કર્યા પછી જ ઉપલી હકીકતની ખાતરી આપું છું. વાઘ અને દીપડા માણસ ઉપર આવતા જ નથી. તેમણે માણસનાં લોહી ચાખ્યાં હોય તો જ તેઓ ભયંકર છે. આપણે તેને જોઇએ તેના કરતાં તેઓ આપણને ઘણા જ વહેલા જોઇ લે છે અને દૂર ચાલ્યા જાય છે. જો કોઇપણ ચીજનો જંગલમાં ડર હોય તો તે સર્પ, વીંછી, મધમાખી, ભમરી અને મચ્છરોનો જ છે. સારાં તાપણાંથી એ બધાં ઘણાંખરાં દૂર થઇ જાય છે. સુવાના તંબુ અથવા સ્થળની આજુબાજુ કાથાનું જાડું દોરડું ગોળ પાથરવામાં આવે તો સર્પ તેને ઓળંગીને અંદર આવતા નથી એવું પણ માનવું છે.

## નિરીક્ષણ

પણ જંગલમાં જઇને કરવું શું ? કુમાર સેનાની કેટલી યે ટુકડીઓને, ત્યાં જઇને આખો દિવસ માત્ર રાંધાખાવામાં તથા એક સ્થળેથી બીજે સ્થળે લાંબી મુસાફરી કરવામાં જ પસાર કરતી મેં જોઇ છે. એ લોકો આસપાસની કુદરતનું નિરીક્ષણ તો બીલકુલ કરતા જ નથી. ખરા સ્કાઉટ થવું હોય અને કુદરતના ખરેખરા બાળક બનવું હોય તો રાત અને દિવસના મળી પાંચ માઇલથી વિશેષ મજલ કરવી જ નહિ. ત્યારે આટલી ધીમી મુસાફરી દરમ્યાન શું કરવું ? હું એ જ ભારપૂર્વક કહેવા માગું છું. એ મુસાફરી ઉઘાડી આંખે કરવી જોઇએ. ઘણી જ ચીવટથી ચોમેર અવલોકન કરતા રહેવું જોઇએ. ઉઘાડી આંખ, જિજ્ઞાસા અને ચીવટવાળી અવલોકનશક્તિ માણસમાં હોય તો

જંગલની કેટલીયે નજીવી લાગતી ચીજોમાં આપણને રસ અને જ્ઞાન મળી આવે. આ નીચે એવા કેટલાક દાખલાઓ તરફ ધ્યાન ખેંચું છું.

આવા હવાઇ દોર આપણે જંગલનાં ઝાડો પર ઘણી વાર લટકતા જોઇએ છીએ. પણ કરોળિયાએ તે કેવી રીતે બનાવ્યો હશે તેનો વિચાર તમે કદિ કરી જોયો છે?

ઝાડ ઉપર ઉંચે લટકી રહેલા સુઘરીના માળા ઉપર પણ કોઇએ કદિ વિચાર કર્યો છે? તેણે તેમાં કરેલી પરાળની ઝીણી ગુંથણી ધ્યાનથી નિહાળી છે? જાણે કોઈ ગૃહસ્થના મકાન જેટલી જ તેમાં સુઘરી અને સુઘરાએ સગવડ અને ગોઠવણ કરી હોય છે! તેના ઉપલા અરધા ભાગમાં માળ જેવું હોય છે. તેમાં સુંવાળાં પીંછાં વગેરે ગોઠવી ઇંડાં માટે સુંદર બીછાનું બનાવેલું હોય છે. જ્યારે માળના નીચેના ભાગમાં દાખલ થવા માટે નાનું ભુંગળું હોય છે જે વાટે સુઘરી અંદર દાખલ થાય છે અને પવનમાં જ્યારે માળો હલે ત્યારે અપૂર્વ આનંદ ભોગવે છે



કરોળીઆનો ૧૫ ફુટ લાંબો હવાઈ દોર
એક ચોરથી બીજા ઉપર

છે ! માળાની રચના એવી મજબુત અને સરસ કરી હોય છે કે તાપ કે વરસાદની હેરાનગતી તેમને બીલકુલ નડતી નથી.

બુલબુલ વળી ટોપલી જેવા ઉઘાડા માળા બાંધે છે. જ્યારે 'ટેઈલર બર્ડ' (દરજી-પક્ષી) પાછળના ચિત્રમાં બતાવ્યા મુજબ ત્રણ પાંદડાંને શીવી ઘણો જ સરસ માળો બનાવે છે. આવાં પક્ષીઓને માળા બાંધતાં જોવાં એ પણ એક જાતનું શિક્ષણ છે. આ દરજી-પક્ષીઓ આપણે ત્યાં જ થાય છે ને જ્યાંત્યાંથી દોરા ઉપાડી લઇ જતું દેખાય છે. એ માળા બહારથી જેટલા સુઘડ હોય છે તે કરતાં પણ અંદરથી તો ઘણા જ સ્વચ્છ, સુંવાળા અને સુંદર હોય છે. બચ્ચાં માટે રૂ અને રેશમના પોલ અંદર ગોઠવેલા હોય છે. સ્વચ્છ બીછાનાં રાખવાનું શિક્ષણ આપણને ત્યાંથી જ મળી રહે તેમ છે. કાગડા તો માત્ર જાડાંજાડાં સાંઠીકડાં અને રાડાં જ ભેગાં કરે છે, જ્યારે ખિસકોલી લુગડાંના ગાભાનો જ માળો બનાવે છે. ખિસકોલી ઉંદરને મળતી જાતની છે, છતાં માળા બનાવે છે એ વાત ધ્યાન ખેંચે તેવી છે !




**કુદરતમાં કિલ્લેબંધી**

છીપલીઓ અને શંખલાં તો આપણે ઘણાં જોઇએ છીએ.

તેઓ જીવડાંના હાડપીંજર નથી પણ કિલ્લા છે. પોતાનાથી મોટાં જીવડાં પોતાને ખાઇ ન જાય એટલા માટે ઝીણી ઇયળો આવાં શંખલાંમાં રહે છે. મોટા કરચલા મોટા શંખમાં રહે છે. તેઓ શંખનો 'સબ-મરીન' તરીકે ઉપયોગ કરે છે. શિકાર કરતી વખતે બહાર પગ કાઢે છે અને ભયની વેળાએ શંખમાં દાખલ થઈ જાય છે. મોટીમોટી છીપોની અંદર કાળુ માછલી રહે છે એ વાત તો જગજાહેર છે. આ જ પ્રમાણે કેટલીક ઇયળો બાવળના થોરની શૂળોને સરખી કાપી તેનું શંકુ આકારનું ઘર બનાવે છે! આવાં ખોખાં તલ-બાવળિયાની નીચે પડેલાં ઘણાં મળી આવે છે. નીચે પડેલી સુકી શૂળો અને લાકડાના કટકામાં તે એવું તો ભળી જાય છે કે તે તરફ આપણું ખાસ ધ્યાન ખેંચાતું નથી; પણ અવલોકનદૃષ્ટિ વાળા કુમારની



પોતાના ઘર સાથે ઈયળ



ઘરનું ડબલ-મુખ



ખડમાકડી



આવળનું પતંગિયું





જાળામાં મળી જતો કરોળીયો

નજરે તે તરત ચડશે. એ માળાનું મોં બેવડા મોંના ખડિયા જેવું હોય છે. આ બનાવટમાં ઇયળોની યુક્તિ એ હોય છે કે તેમાં કીડી મંકોડી જેવાં જે કંઇ નાનાં જંતુ પેસે તે પાછાં નીકળવા ન પામતાં પોતાનો ખોરાક થઇ પડે! તમને નવાઇ લાગશે કે ઇયળ પોતાના આ ઘરની સાથે જ બધે મુસાફરી કરે છે! એક બહુ જ નાજુક ઇયળ બાવળની શૂળો એક-સરખી કેવી રીતે કાપે, તેને કેમ જોડે અને પોતાના ઉપ-યોગમાં લે તે વિચારવા જેવું છે.

## કુદરતમાં રંગ અને આકૃતિથી થતું રક્ષણ

નાનાં જીવડાંનું સંરક્ષણ કુદરત ઘણી રીતે કરે છે. કેટ-લાંકનો આકાર તથા રંગ એવો બનાવેલો હોય છે, અને તે સાથેનાં ચિત્રોમાં બતાવ્યા પ્રમાણે ખડમાં, ફુલમાં અને પાનમાં એવાં ભળી જાય છે કે તેમને ઓળખવાં એ ઘણું જ કઠણ કામ છે. જે જંગલમાં જે રંગનાં ફુલો થતાં હોય ત્યાં તેવા જ રંગનાં પતંગિયાં થાય છે. લીલું ઘાસ જ્યારે રંગે લીલું મટી પીળું થાય છે ત્યારે તેમાં રહેતી ખડમાકડી પણ લીલી મટી પીળી બની જાય છે! કુદરતની આ કેટલી બધી કૃપા!

આવા કુદરતી અનુકૂળ રંગોથી રંગાઇ ગએલા જંતુઓને પક્ષીઓ તથા કાચંડા જલદી પકડી શકતા નથી, કારણકે ભળતા રંગથી તેઓ છેતરાઇ જાય છે. કુદરતની આ યુક્તિનો ઉપયોગ કરી માણસોએ પણ લડાઇના વખતમાં લશ્કરો માટે એવા પોષાક તૈયાર કર્યા છે કે જે પહેરવાથી લડવૈયા દૂરથી દેખાઈ જતા નથી અને અચાનક હલ્લો કરે છે.

આવી તો અનેક જાતની વિવિધતાથી જંગલ ઉભરાતું હોય છે. પણ બંધ આંખે ફરનાર આમાંનું કશું જોઇ શકતો નથી.



# કેટલાક અનુભવો

એક વખત કેટલાક સ્કાઉટની પરીક્ષા લેતાં 'કૅમ્પ ચીફે' સવાલ પુછ્યો, 'કાંઈ પણ સાધન વિના તમે જંગલમાં અંધારી રાતે ભુલા પડો તો શું કરો ?'

એક સ્કાઉટે કહ્યું, 'સપ્તર્ષિના તારા ઉપરથી ધ્રુવનો તારો જાણી લઈ ઉત્તર દિશા શોધીને રસ્તો કાઢું. *

બીજો—દેવયાની નક્ષત્ર પરથી ઉત્તર દિશા શોધું. *

ત્રીજો—શંકરનું દહેરૂં અથવા શિવલિંગ હોય તો તેની જળાધારીનું મુખ ઉત્તર દિશા તરફ હોય અને દેવાલય ઘણે ભાગે પૂર્વાભિમુખે હોય તે ઉપરથી દિશા શોધી કાઢું.

ચોથો—હોકાયંત્ર ઉપરથી.

આ પ્રમાણે અનેક જવાબ મળ્યા ત્યારે ચીફે કહ્યું, 'પણ ઘનઘોર રાત્રિ હોય, નક્ષત્રો કે તારા બીલકુલ દેખાતા ન હોય, નજીકમાં શિવાલય ન હોય કે પાસે હોકાયંત્ર ન હોય તો શું કરો ?'

બધા મુંઝાયા. કોઇને જવાબ જડયો નહિ. એવામાં એક

---

* સપ્તર્ષિના પહેલા બે તારાને સીધી લીટીથી જોડી તેને લંબાવવામાં આવે તો તે ધ્રુવમાંથી પસાર થાય છે. દેવયાનીનો આકાર અંગ્રેજી અક્ષર ડબ્લ્યુ જેવો છે. એ ડબ્લ્યુના નીચલા બે ખુણાના, જે બે લીટીઓ સરખા ભાગ કરે તે બરોબર ધ્રુવ આગળ એકબીજાને મળે છે.




હાજરજવાબી સ્કાઉટ બોલ્યો, 'ઝાડ ઉપર ચડી આખી રાત ત્યાં જ પસાર કરૂં અને સવારે રસ્તો શોધી કાઢું.'

આ જવાબ લાગે છે તો વિચિત્ર, પણ ખરેખરો ઉપયોગી છે. તમે ભલે ઉત્તર દિશા તરફ આધાર રાખીને ચાલો, પણ તમારી છાવણી કઇ બાજુ છે અથવા તમારે પહોંચવાનું સ્થળ કયા ખુણામાં છે તેની જ જો તમને ચોકસ ખબર ન હોય તો પછી ઉત્તર દિશાનું જ્ઞાન પણ નકામું છે. આવે વખતે તો ઝાડ ઉપર ચડી સવારની રાહ જોવી એ જ ઇષ્ટ છે.

ભુલો પડેલો માણસ જ્યારે જંગલમાં આગળ ચાલે છે ત્યારે તેની સ્થિતિ ઘણી જ વિષમ થાય છે. માણસનો જમણો પગ જેટલું ડગલું ભરે છે તેનાથી ડાબો પગ ઘણેભાગે નાનું ડગલું ભરે છે. તેથી માણસ જ્યારે ચાલે છે ત્યારે કુદરતીરીતે ડાબા હાથ તરફ જ વળતો જાય છે. અને એમ ચાલતોચાલતો લાંબે વખતે એક મોટું વર્તુલ બનાવે છે. એક નાનું અને એક મોટું એવાં બે પૈડાંની ગાડી જો તમે જોઇ હોય તો તે ગાડી હમેશાં ગોળ જ ફરે છે. તે જ પ્રમાણે કાંઈ પણ દષ્ટિબિન્દુ સિવાય ચાલતો માણસ ચાલતોચાલતો પોતાના ડાબા હાથ

ભણી વર્તુલ જ બનાવે છે, અને અંતે જ્યાંથી નીકળ્યો હોય ત્યાં જ પાછો આવે છે !

એક વખત અમદાવાદ અને મોરૈયાની વચ્ચે આવેલી બાવળની કાંટમાં હું અને મારો મિત્ર ભુલા પડયા. મોરૈયા સ્ટેશન પાસે રેલના પાટા ઉપરથી અમે સૂર્યાસ્ત જોયો. એક માણસને પુછતાં તેણે કહ્યું કે 'કાસંદ્રા આ રહ્યું.' કાસંદ્રામાં અમારા એક ઓળખીતાને ત્યાં રાત રહી, પાલડી ઉપર થઇ, પગરસ્તે અમદાવાદ જવાનો અમારો વિચાર હતો. સાણંદથી મોરૈયા, કાસંદ્રા, પાલડી, અમદાવાદ અને ત્યાંથી સીધી સડકે સાણંદ એ મુસાફરી, કાંઇ પણ સાધન વિના પગપાળા કરવી એવો નિશ્ચય અમારો પ્રથમથી જ હતો. આ મારી સ્કાઉટિંગની શરૂઆત હતી. 'કાસંદ્રા આ રહ્યું' એને વેદવાક્ય માની અમે ઝાડીમાં ઝંપલાવ્યું. એકાદ કલાકમાં બહુ જ અંધારૂં થઇ જશે એવી બીકે અમે ઘણી ઉતાવળથી ચાલ્યા. પણ બાવળની કાંટનો પાર જ ન આવે. રાત અંધારી હતી. જોકે અમને સપ્તર્ષિની ઓળખ હતી તેથી સહેલાઇથી ઉત્તર દિશા તો શોધી શકત; પણ કાસંદ્રાની જ દિશાની ખબર ન હતી, એટલે અમારૂં નક્ષત્રનું જ્ઞાન નકામું થયું. બીજો એકાદ કલાક ચાલ્યા; રાત્રિ જામી; તમરાંના અવાજ અને સુતેલાં પક્ષીઓની પાંખોના ફફડાટ સિવાય બધું નીરવ હતું. અમને અમારો પોતાનો અવાજ પણ બીહામણો લાગતો હતો. મોરૈયા સુધીમાં છ માઇલ તો ચાલેલા હતા, અને બીજા બે કલાકમાં કેટલા ચાલ્યા હોઇશું તેનું ભાન ન હતું. થાકી પણ બહુ ગયા; ભુખ તો કહે મારૂં કામ; અને કાસંદ્રાનું ન મળે નામ કે નિશાન. વળી કોઇ સામું ન મળે કે જેને પુછીએ. આ વખતે મને યાદ આવ્યું

કે ઝાડ ઉપર રાત ગાળી સવારની રાહ જોવી. પણ આખી કાંટ બાવળની, એમાં ચડવું કયે ઝાડે? એટલામાં મારા મિત્રે કહ્યું, 'હવે હરકત નથી. આપણે સાબરમતીના કિનારા પાસે આવી પહોંચ્યા છીએ. જો કેવો ઠંડો પવન આવે છે! પાણી પી, નદીની રેતીમાં સુઇ રહીશું અને સવારે ગામ શોધી કાઢીશું.' જે બાજુથી ઠંડો પવન આવતો હતો તે બાજુ અમે વળ્યા.

થોડા જ વખતમાં બાવળની કાંટ પુરી થઇ ને અમે શાંત વહેતી સાબરમતીની સુંવાળી રેતીમાં પહોંચ્યા. પાણી પી, પગ ધોઇ, થાક ઉતાર્યો ત્યાં દૂરથી કુતરાંના ભસવાનો અવાજ આવ્યો. કુતરાં ભસે છે એટલે ગામ પાસે હોવું જોઇએ એવી અમારી ખાતરી થઇ. મહીનાના મહીના સુધી સમુદ્રમાં લાંબી મુસાફરી કર્યા પછી કોલંબસે પક્ષીઓને ઉડતાં જોઇને કિનારો નજીક આવ્યો માની જે આનંદ અનુભવ્યો હશે તેનો આ કુતરાંના આશાજનક ભસવાથી અમને સહજ ખ્યાલ આવ્યો.

માણસો મોટાં શહેરમાં ભુલાં પડે છે તેવી જ રીતે જંગલમાં પણ ભુલાં પડે છે. બંને સ્થળે દૂરથી દેખી શકાય તેવું કાંઇ ઉંચું સ્થળ ધ્યાનમાં રાખ્યું હોય તો માર્ગ ભુલવાની બહુ ધાસ્તી ન રહે. આબુનાં જંગલમાં હું જ્યારે ફરતો ત્યારે જયપુરની કોઠી જે બહુ જ ઉંચી છે તે ધ્યાનમાં રાખતો. ખંડાલાની આજુબાજુ ખીણોમા રખડતાં 'ડ્યૂકસ નોઝ' નામનું એક શિખર નજરમાં રાખીને જ બધે ફરતો. ભુલા પડ્યા કે ત્યાં જવું. મુંબાઇમાં રાજાબાઈ ટાવર અને દરિયો ધ્યાનમાં રાખવો. હું જ્યારે બહુ નાનો હતો અને પ્રથમ ભાવનગર ગયો ત્યારે ગામમાં હાઇ-સ્કુલનો ઘુમટ અને બહાર તખ્તેશ્વર એમ બે સ્થળ ધ્યાનમાં રાખ્યાં હતાં. ભુલો પડું કે ત્યાં પહોંચું.



એકબીજાથી જુદા પડી ગએલા સ્કાઉટો, ઘાસ અને લીલાં પાંદડાં ભેગાં કરી
ધુમાડો કરે છે જે ઉંચે ચડવાથી દૂર સુધી દેખાય છે અને
પોતે ક્યાં છે તેના ખબર પહોંચાડે છે.
( કેટલાક અનુભવો )

સ્કાઉટિંગમાં તો એક સ્કાઉટ બીજાથી જુદો પડી ગયો હોય તો સીટી વગાડી ઘણે દૂર સુધી ખબર આપી શકે છે, અને સીટીમાં પણ લાંબાટૂંકા અવાજ કરી પોતે ભુલો પડ્યો છે, આફતમાં છે વગેરે કહી શકે છે. સીટી ન સંભળાય તો ઘાસ અને લીલાં પાંદડાં ભેગાં કરી ખુબ ધુમાડો કરે છે, જે ઉંચે ચડવાથી દૂર સુધી દેખાય છે અને એ ઉપરથી પોતે ક્યાં છે તેના ખબર પહોંચાડે છે. શું કર્યે શું સમજવું તેના સંકેતો આગળથી જ ગોઠવી રાખેલા હોય છે. દાખલા તરીકે સીટી લાંબી ટુંકી, લાંબી ટુંકી એમ વગાડે તો સમજવું કે તે ભયમાં છે. એકલી ટુંકી ટુંકી વગાડે તો સમજવું કે બોલાવે છે. તેમજ, એક જ ધુમાડો નીકળતો હોય તો સમજવું કે તે ત્યાં છે; પાસે-પાસે બે ધુમાડાના ગોટા દેખાય તો સમજવું કે ભુલો પડ્યો છે; ત્રણ દેખાય તો સમજવું કે ભય છે. આ ને બીજી અનેક રીતે સંકેતો ગોઠવી શકાય છે, જેમાંના થોડા નીચે આપ્યા છે:

## જંગલના સંકેતો



આ રસ્તે ગયો છે.
આ રસ્તા તરફ જવું નહિ.
ત્રણ પગલાં દૂર બાણની દિશામાં પત્ર સંતાડ્યો છે.
હું છાવણી તરફ ગયો છું.

આવી નિશાનીઓ ચપ્પુ વતી ઝાડ ઉપર કોરી શકાય, લાકડી વતી જમીન ઉપર ચીતરાય, અથવા રસ્તા ઉપર લાકડાં અને પત્થર ગોઠવી બનાવી શકાય.



# જંગલમાં ભય?

આપણે બધા ઘરને ખુણે ભરાઇ રહેવામાં એવા તો ટેવાઇ ગયા છીએ કે ગામની બહાર તે બધું જંગલ, અને જંગલ એટલે વાઘદીપડા, એમ જ માની લઇએ છીએ. પણ બધા જ જંગલોમાં કાંઇ વાઘ, દીપડા, ચિત્તા કે સિંહ જેવાં જંગલી જનાવરો હોતાં નથી. સિંહ તો માત્ર ગીરમાં જ થાય છે; વાઘ બંગાળનાં જંગલોમાં દેખાય છે અને દીપડા આબુના પહાડમાં તથા મહાબળેશ્વરની આજુબાજુ અવારનવાર જોવામાં આવે છે. આપણે આગળ એક સ્થળે કહી ગયા તેમ તેઓ માણસ ઉપર જવલ્લે જ આવે છે. ઉલટું માણસની ગંધ આવે કે પગરવ સંભળાય તો તે દૂર નાસી જાય છે. માત્ર આટલે પ્રસંગે જ તેઓ ભયંકર છે: (૧) જો તે ઘાયલ થએલ હોય, (૨) જો તે કાંઇ શિકાર ઉપર હોય, (૩) જો તે પોતાનાં બચ્ચાં પાસે હોય, અથવા (૪) જો તેણે માણસનું લોહી ચાખેલું હોય, તો જ તે માણસ ઉપર આવે છે. વળી તેઓ બિલાડીની જાતનાં છે, એટલે આખો દિવસ ઉંડાં કોતરોમાં પેસી આરામ લે છે અને રાત્રે જ શિકાર માટે બહાર નીકળે છે. જંગલના ભોમિયા શિકારીઓને પણ દિવસે તો તેઓ મહામુસીબતે જ મળે છે; તો પછી સાધારણ જંગલમાં છાવણી નાખી રહેતા કુમારોને

તો દિવસે બીલકુલ ભય જેવું નથી. રાતને વખતે જો મોટો તાપ બળતો હોય તો તેઓ પાસે ઢુકી શકતાં જ નથી.

પણ મુળ વાત તો એ છે કે આપણે બીવું જ શા માટે જોઇએ ? કદાચ ધારો કે એવું જંગલી જનાવર ભેટંભેટા થઇ જાય, તોપણ જનાવરથી બીવું એ માણસને અને તેના ચારિત્ર્યને હીણપત લગાડનારૂં છે.

પ્રભુએ માણસને સર્વથી શ્રેષ્ટ સરજ્યો છે અને બીજાં પ્રાણી કરતાં તેને એક અજબ શક્તિ આપી છે. તે શક્તિ તેની આંખમાં છે. ગમે તેવા જંગલી જનાવરનો તમને ભેટો થઇ જાય અને એ વેળા તમે જો માત્ર હીમતપૂર્વક બીલકુલ હલ્યાચલ્યા સિવાય એકીનજરે તેની સામે જોઇ રહો તો તે કદિ પાછું નાસી ગયા સિવાય રહે જ નહિ. માણસના આત્મતેજનો એ પ્રભાવ છે. આ બાબતના એકબે પ્રસંગ અહીં આપું:

મારા એક પિછાન વાળા ઘણા જ સારા શિકારી છે. દરેક જાતનાં જંગલી જનાવરોનો તેમણે શિકાર કરેલો છે. એક વખત તેમને બાતમી મળી કે એક દીપડી અમુક ઠેકાણે વીઆઇ છે. તેનાં બચ્ચાં મેળવવાનો વિચાર કરી થોડાંક માણસો સાથે એક સવારે તેઓ તે સ્થળે ગયા અને બરોબર ધ્યાન રાખી બેઠા. દીપડી બાહાર શિકાર માટે ગઈ કે તરત લપાતા લપાતા તેઓ તેની બોડ પાસે આવી પહોંચ્યા. બચ્ચું લઇ લેવું એવો એમનો ઇરાદો હતો, એટલે કામ ઘણું જ કળથી કરવાનું હતું. ઘણી જ ત્વરાથી બચ્ચું હાથ કરી ઝપાટાબંધ તેઓ પાછા ફર્યા. પણ દૈવયોગે, દીપડી શિકારેથી તરત જ પાછી ફરી. તેને કાંઇ ગંધ આવી હોય, કે મનમાં બચ્ચાંની અધીરાઇ હોય; ગમે તેમ, પણ ધાર્યા કરતાં તે વહેલી પાછી ફરી. માણસને પોતાનું બચ્ચું

લઇ જતો જોઇ ત્રાડ મારી એ તેના તરફ ધસી. બચ્ચું નીચે મુકી બંદુક ફોડવા જેટલો પણ વખત રહ્યો ન હતો. કાળ જેવી તરાપો મારતી તે ધસી આવતી હતી. પણ પોતે મોટા અનુભવી શિકારી હોઇ આ વખતે શું કરવું તેની તરતબુદ્ધિ તેમને સુઝી. એકાએક પાછા ફરી જઇને સામે ધસી આવતી દીપડી તરફ તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકી એ પત્થરના પુતળા માફક હાલ્યા ચાલ્યા સિવાય ઉભા રહ્યા, અને એકી ટશે ને ટશે જોઇ જ રહ્યા ! દીપડીએ પણ સામું જોયું. જેવી તેમની બંનેની નજર મળી કે દીપડી પાછી ફરી ભાગી. પોતે પણ પાછે પગે ખસવા માંડયું. એવામાં દીપડી પાછી ફરીવાર એક ચક્કર દઇ આવી તેમના પર ધસી. તરત જ ફરીથી પ્રથમની માફક એ સ્થિર થઈ ઉભા રહ્યા. જેવી આંખો મળી કે ફરી વાર દીપડી નાસી ગઈ અને પાછી આવી જ નહિ ! વિકરાળ પ્રાણી ધસારો કરતું હોય ત્યારે શરીરનું એક રૂંવાડું પણ ન ફરકે તે કાંઇ ઓછી હીંમતની વાત ન કહેવાય. એવી હીમત આપણા બધામાં છે જ; માત્ર તે કેળવવી જ રહી છે. આપણે તો બધા એવા નમાલા બની ગયા છીએ કે એકાદ કુતરૂં પણ જરા તાણીને ભસે કે સીધો રસ્તો છોડી આડે રસ્તે ઘેર જઇએ ! ત્યાં દીપડીનાં બચ્ચાં લેવા જવાની તો વાત જ શી ?

રજપુતાનાના એક રાજા સાહેબ બહુ જ સારા શિકારી ગણાય છે. તેઓ એક વખત છ સાત મિત્રો સાથે વાઘને શિકારે ગયા. પર્વતોમાં થઇને એક સાંકડી કેડી પસાર થતી હતી. બે બાજુ માથાઢંક ઘાસ ઉગેલું. શિકારનું સ્થળ જરા દૂર હતું. કેડીમાં સૌથી આગળ રાજા સાહેબ અને પાછળ એકેકની હારમાં મહેમાનો ખભે બંદુકો રાખી ચાલતા હતા. એકાએક



કુમાર શ્રી નિર્મળકુમારસિંહજી

ચીફ સ્કાઉટ : ભાવનગર સ્ટેટ

પડખેના ઘાસમાંથી એક વાઘ કુદી આવીને સામો કેડી ઉપર આવી ઉભો ! બંદુક ફોડવાનો તો સમય જ કયાંથી રહે? પણ બધા ખેલાડી હતા એટલે સૌ સ્થિર થઇ ગયા; અને રાજા સાહેબ એકીટશે વાઘ સામે તીણી નજરે જોઇ રહ્યા ! થોડી જ વારમાં વાઘ હુમલો ન કરતાં પડખેની ઝાડીમાં અદૃશ્ય થઇ ગયો.

આ પ્રયોગ અજમાવવા જેવો છે. તમે તો ઓછા જ જંગલમાં અજમાવવા જવાના છો? પણ એકાદ અજાણ્યા કુતરા સામું એકી મીટે જોઇ રહેજો અને શું થાય છે તે જોજો. ગમે તેવું કરડકણું કુતરૂં હોય તોપણ તે નાસી જ જવાનું.

તમે નારનું નામ તો સાંભળ્યું હશે. એ કુતરાની જ જાત છે. અંગ્રેજીમાં તેને 'રેડ ડૉગ' કહેવામાં આવે છે. તે જંગલ-માં જ રહેતું હોવાથી તેમાં વાઘવરૂ જેવી ક્રૂરતા હોય છે, અને પાછી કુતરાની જાત હોઇ તે બીકણ તેમ જ બુદ્ધિશાળી હોય છે. કદમાં તે મોટા કુતરા જેવડું અને રંગે લાલ હોય છે. અજાણ્યા માણસને તો તે દૂરથી કુતરો જ લાગે. એકલો નાર કાંઇ ખાસ હાની કરી શકતો નથી, પણ ઝોકમાંથી છુટાં પડી ગએલાં ઘેટાંબકરાંને ઉપાડી જાય છે. સાધારણ રીતે માણસથી તો તે બહુ જ ડરે છે. પરંતુ જ્યારે તેઓ સાત કે આઠની સંખ્યામાં ભેગાં ફરતાં હોય ત્યારે ઘણું જ નુકસાન કરી પાડે. સાત નારોની ટુકડીને લોકો સાતનારીના નામથી ઓળખે છે, અને એ ટુકડી ગમે તેનો શિકાર કરી શકે છે. કહેવાય છે કે જો પંદરવીસ નાર ભેગાં મળે તો ભલા વાઘને પણ મારી પાડે.

એ જાતમાં વ્યૂહરચનાની બુદ્ધિ અને સંપ ઘણો હોય છે. જ્યારે તેમને છુટાંછુટાં ચરતાં પાંચ છ હરણનો શિકાર કરવો હોય છે ત્યારે તેઓ આ પ્રમાણે વ્યૂહરચના અથવા વાળીઓ

કરે છે: હરણોની ચારે દિશામાં અરધોઅરધો માઇલ છેટે તેઓ બબ્બેની સંખ્યામાં વહેંચાઇ જાય છે. પછી, એકીસાથે ત્રણ દિશામાંનાં નાર ભસવું શરૂ કરે છે, એટલે કુદરતી રીતે જ હરણો ભેગાં થઇ ચોથી દિશા તરફ પાછાં હઠવા લાગે છે. ચોથી દિશાનાં નાર તો બીલકુલ અવાજ કર્યા વિના ઝાડી અથવા નદીના દડમાં લપાઇને બેઠાં હોય છે. બીજાં નાર ભસતાં જાય અને ત્રણે દિશામાંથી પાસે ને પાસે આવતાં જાય, એટલે અજાણ્યાં હરણો પરિણામે પાછાં હઠતાંહઠતાં બરોબર સંતાએલાં નારના પંજામાં જ આવીને પડે! માણસ ઉપર તેઓ આ પ્રમાણે વાળીઓ કરી શકતા નથી. પણ તેના ઉપર ચારે બાજુથી એકીસાથે તુટી પડે છે. આથી માણસ થાકી જાય છે અને તેના પંજામાં આવી પડે છે!

ભાલમાં ભોગાવાના કાંઠા પાસે મારો એક સગો એક વાર સાતનારીના પંજામાં આવેલો. સાત નાર તેની ફરતા ચોમેરથી ફરી વળ્યા. ત્રણ બાજુ નજર રાખે ત્યાં ચોથી બાજુનો પાછળથી કુદકો મારી ડોકી પકડવા પ્રયત્ન કરે. તેની પાસે દોરીલોટા સિવાય બીજું કશું સાધન કે હથિયાર નહોતું. પણ એણે સમયસૂચકતા બરોબર વાપરી. તેને નારના વાળીઆની ખબર પડી કે તરત લોટામાં રેતી ભરી, દોરી હાથના કાંડામાં મજબુત ભેરવી લોટો પોતાની આજુબાજુ જોરથી ગોળ ફેરવવા માંડ્યો. પછી તો નારની શી મજાલ કે પાસે પણ ઢુકી શકે? આ પ્રમાણે લોટો ફેરવતો જાય અને આગળ ચાલતો જાય: નાર પણ તેની સાથોસાથ છેટેછેટે ધસતા જ આવે. આમ કરતાં-કરતાં થોડી મજલ કાપી. સામાન્ય માણસ તો નાહીંમત થઇ થાકથી હારીને બેસી પડે. પણ આ માણસ શક્તિવાળો તેમજ

હીંમતવાન હતો એટલે તેણે આખર સુધી ટકવાનો નિશ્ચય કર્યો. ચાલતાંચાલતાં નદીનો કિનારો આવ્યો એટલે તેણે હાશ વાળી. કારણકે નાર ત્યાં જ અટકયા, અને તેણે નદીમાં પડતું મુકી સામે કાંઠે નીકળી પોતાનો જાન બચાવ્યો. સુભાગ્યે માર્ગમાં નદી ન આવી હોત તો અમુક વખતે એ થાકત અને નાર જરૂર ફાવી જાત.

જંગલી જનાવરો અને તેમની આદતોનો જો અભ્યાસ કર્યો હોય તો માણસો ઘણા કટોકટીના પ્રસંગોમાંથી પણ પાર ઉતરી જઇ શકે. વાઘ અને સિંહ એ બિલાડીની અસલ જાત છે, જ્યારે ચિત્તા એ કુતરા ને બિલાડીનું મિશ્રણ છે: અને વરૂ, શિયાળ, નાર તે કુતરાની જ જાત છે. જો બિલાડી અને કુતરાનો બહુ જ વિગતવાર અભ્યાસ કરવામાં આવે તો ઉપરોક્ત જંગલી જનાવરોની ખાસ આદતોની આપણને ખબર પડે. બિલાડી પાણીમાં તરી શકતી નથી; તે જ પ્રમાણે વાઘ અને સિંહ પણ પાણીમાં તરત ડુબી જાય છે, તેથી તેઓ પાણીથી બીએ છે.



અંધારી રાત્રે બિલાડીની આંખો  અજવાળામાં બિલાડીની આંખો

આ જ પ્રમાણે સિંહની આંખોની કીકી પણ બિલાડીની પેઠે નાનીમોટી થાય છે. બિલાડી અને સિંહ બંને અંધારામાં પોતાની લાંબી મુછો વતી જ માર્ગ શોધી લે છે, જ્યારે તેમની આંખો શિકાર ઉપર ચોંટેલી હોય છે. તેમના પંજા અને જડબાં પણ એક જ જાતનાં હોય છે. કુતરાં બુદ્ધિશાળી હોય છે, તેથી તેની જાતનાં જંગલી જનાવરો પણ એવાં જ બુદ્ધિવાળાં હોય છે. વાઘ અને સિંહ ઝાડ ઉપર પણ ચડી શકતાં નથી, જ્યારે ચિત્તા સહેલાઈથી અને જલદી ઝાડ ઉપર ચડી જઈ શકે છે. આવી આવી વિગતોનો જો બારીક અભ્યાસ કરવામાં આવે તો કુમારોને નિરીક્ષણ સાથે હીંમત ખીલવવાનો પુરેપુરો અવકાશ છે, જે તેમના ચારિત્ર્યને દઢ બનાવે છે તથા જંગલના નિવાસ માટે તેમને તૈયાર કરે છે.



બિલાડીનો પંજો સાદો

બિલાડીનો પંજો નહોર બહાર કાઢેલો



# જંગલમાં રસોઈ

જ્યારે સ્કાઉટિંગની ટુકડીઓને બેચાર દિવસ જંગલ-નિવાસ (કૅમ્પિંગ) કરવાનું કહેવામાં આવે છે ત્યારે તેમની મોટી મુસીબત રાંધીખાવાની હોય છે; અને તે જ કારણને લઈને આખો દિવસ નાસ્તા અને ચા ઉપર કાઢી રાત પહેલાં ટુકડી-ઓને પાછી આવતી આપણે જોઈએ છીએ. પણ સારા સ્કાઉટ થવું હોય તો બીજું કાંઈ પણ શીખ્યા પહેલાં રસોઈનું કામ શીખી લેવું ખાસ અગત્યનું છે.

આ શોધખોળના જમાનામાં માણસ દિનપ્રતિદિન વિશેષ પરાધીન થતો જાય છે. સહેજ અગવડ આવે કે તે દુઃખી બની જાય છે. હૉટેલો અને વીશીની સગવડ થતાં માણસોનું જરૂર પુરતું રસોઈનું જ્ઞાન પણ અદશ્ય થઈ ગયું છે. ઘણી વાર દૂરના સ્થળોમાં આવડત વગરના માણસોને ગાંઠિયા કે ભજીયાં પર ચલાવી લેતા, અથવા મોંમાગ્યાં મુલ આપી વીશીની કાચી અને કચરો રસોઇ જમી લેતા અથવા પરચુરણ નાસ્તા કરીકરી માંદા પડતા આપણે જોઈએ છીએ.

સાધનમાં માત્ર એક લોટો ને કામળો રાખી ફરતા સાધુ તો તમે જોયા હશે. તેઓ આ બે જ વસ્તુ લઈને, ઠેઠ રામે-શ્વરથી હરદ્વાર ને જગન્નાથપુરીથી દ્વારકાં, પગે ચાલી, હાથે

રસોઇ પકાવી મુસાફરી કરે છે. આનું નામ તે સ્કાઉટિંગ! લોનાવલાના ટ્રેનિંગ કૅમ્પમાં એક દિવસ પગે ચાલી મુસાફરીનો રાખવામાં આવ્યો હતો. તેમાં રાંધવાનાં સાધનમાં માત્ર એક તપેલી, લીંબુ અને વાટકો આપવામાં આવતાં. આને રાંધીખાવાનાં ઓછામાં ઓછાં સાધન ગણવામાં આવતાં. શાક, ભાત, ચા બધું આમાં જ બનાવવું તે રાંધવાની નિપુણતા મનાતી હતી.

આનાથી પણ ઓછાં સાધન વડે બાવાઓ ચલાવે છે. માત્ર પહોળા મોઢાના એક જ લોટા વતી તમે તેમને કદિ ગામને પાદરે રસોઇ કરતા જોયા છે? રસોઇનો વિધિ નીચે પ્રમાણે હોય છે. તેઓ છાણાંનો નાના ગોળ પગથિયા જેવો આટ ખડકે છે, અને તે સળગાવી, પોતાના લોટામાં દાળ અથવા ખીચડી રાંધવા મુકે છે. શાકમાં તો તેની પસંદગી ઝાઝે ભાગે કંદ કે રીંગણાં પર હોય છે કે જેનો ઓળો અથવા ભડથ થઇ શકે. લોટની કણક જાડા કપડા ઉપર બાંધી, હાથ વતી નાની ગોળ બાટી બનાવે છે અને આટની ફરતી તે પકવવા ગોઠવે છે, જો સજળ નદી હોય અને વગર વાસણે રસોઇ બનાવવી હોય તો નીચે પ્રમાણે થઈ શકે છેઃ નદીના વહેનથી થોડે છેટે એક વીરડો ગાળવો. તેમાં એકાદ ઇંચ પાણી દેખાય એટલે એક લુગડાના કડકામાં ચોખા અથવા ખીચડીની પોટલી બાંધી તેમાં મુકી ઉપર રેતી વાળી દેવી. પછી તે જગ્યા પર એક સારો તાપ કરવો અને તે તાપની મદદથી ઓળો અથવા ભાખરી પકાવવી હોય તો તેમ કરી લેવું. ઉપરની ગરમીથી અને તળિયાના પાણીથી ચોખા અથવા ખીચડી રંધાઇ જશે. પછી ગુંદા, ખાખરા અથવા વડનાં પાંદડાંનાં પાતર અને પડિયો બનાવી જમવા બેસવું. આનું નામ તે વગર વાસણે રસોઇ!

કૅમ્પમાં જાઓ ત્યારે આ પ્રયોગ કરી જોવા જેવો છે. આવી નાની બાબતો સ્કાઉટોએ શીખી લેવી જોઈએ કે જેથી કૅમ્પમાં અથવા પગરસ્તાની મુસાફરીમાં અડચણ આવે નહિ.

એક વખત કેટલાક સ્કાઉટ્સ ટ્રેન રસ્તે અમારે ત્યાં આવ્યા. ટ્રેન ઉભી રહેતાં બધા સ્કાઉટ્સ નીચે ઉતરી પડ્યા અને ઝપાટા-બંધ બબ્બેની હારમાં એવા તો સરસ ગોઠવાઈ ગયા કે દેખાવ ઘણો જ સુંદર થયો. તેમનાં લુગડાં પણ ઘણાં જ સરસ હતાં; તેમની ડ્રિલ પણ એવી ઉત્તમ હતી કે કોઈ પણ સારી પલટનને શોભાવે. પણ તેમનો સામાન ટ્રેનમાંથી નીચે ઉતારવા તથા કૅમ્પમાં પહોંચાડવા માટે અમારે દસબાર મજુરો રોકવા પડ્યા! અને રાંધી ખવડાવવા માટે ચાર રસોયા રાખવા પડ્યા. જો સ્કાઉટનો સામાન ઉતારવા માટે મજુરો જોઈએ અને જમાડવા માટે રસોયા જોઈએ તો તેમને આપણે સ્કાઉટ કહી શકીએ જ નહિ. તે તો ઉજાણી માટે નીકળેલ ગૃહસ્થ શેઠિયા જ કહેવાય. બગલથેલો ભરાય તેથી વિશેષ સામાન સ્કાઉટને ન હોવો જોઈએ. જેમ સામાન થોડો તેમ મુસાફરીમાં સરળતા વિશેષ. થોડા વખતમાં બહુ દૂર જવાનું હોઈ ટ્રેનનો આશ્રય લેવો પડે છે; નહિતર આપણી દૃષ્ટિ સમક્ષ હિંદુસ્તાનથી ઈંગ્લંડ સાઈકલ ઉપર ગએલ આપણા સ્કાઉટ્સનો આદર્શ શા માટે ન જોઈએ?

ગમે તેવી અગવડમાં પોતાનો માર્ગ કરી લેવો. ગમે તેટલે થોડે સાધને પણ ચલાવી લેવું, મુસીબતોના પ્રવાહમાં તણાઈ ન જતાં હસીને હીમતથી પાર ઉતરવું તેનું નામ સ્વાશ્રય, અને તેનું પરિણામ મન અને શરીરની સ્વતંત્રતા. દિવસમાં પાંચ ટંક જમનારા અને વિદ્યુતના યાંત્રિક બળે ચાલતી મહાન હૉટેલોની સગવડોમાં ઉછરેલ જુવાનોએ ગયા યૂરોપીય મહાન યુદ્ધની



બાવાઓની રાંધવાની પદ્ધતિ

અંદર ઝંપલાવ્યું ત્યારે ટ્રેન્ચોની અંદર તેઓ ગમે તે સાધને ચલાવવી લેતા. સુકા બિસ્કિટનો કટકો અને ખાંડ વગરના ચાથી પણ કેટલીક વાર ચલાવી લેવું પડતું, અને કેટલાક કટોકટીના પ્રસંગે પાણીના અભાવે મોઢાની અંદર પત્થરના કડકા ચુસીને પણ લડતા! દરેક જુવાને આવી સહનશક્તિ અને સ્વાશ્રય ખીલવવાં જોઇએ.



અમેરિકન ઢબનો ચુલો

જો આપણે કૅમ્પમાં હોઇએ અથવા ખુલ્લી જગ્યાએ રાંધા-ખાવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો કેવી રીતે રાંધવું અને ચુલા બનાવવા તે બાબત આપણે વિચારી જઇએ. ઘણીવાર આપણે ત્રણ મોટા પત્થર ગોઠવી ચુલો બનાવીએ છીએ. પણ જો આખી ટુકડી માટે રસોઇ કરવી હોય તો આ રીત વધુ જોખમ-ભરી છે. પત્થર લાંબે વખતે તપી ફાટે છે અને રસોઇનું વાસણ

ઉંધુ પડવા ઉપરાંત પાસે બેસનારને ઇજા થાય છે. બળતણ ઓછું જોઇએ અને પવન બહુ ન લાગે તે માટે જમીનની અંદર ચુલા ખોદવા તે જ સારા છે. ખોદવાનું સાધન બરાબર ન હોય (જોકે સ્કાઉટે મોટું ચપ્પુ અથવા કુહાડી અવશ્ય પાસે રાખવાં જોઇએ) અને બળતણ માટે છાણાં જ હોય તો તો આગળ કહી ગયા તેવો ગોળ આટ જ કરવો. અમેરિકન ચુલાની રીત પણ કરી જોવા જેવી છે. જો એકાદ બે જણ માટે ચા બનાવવી હોય તો ઝાડની ડાળે દોરી બાંધી અથવા ત્રણ લાકડીઓની ઘોડી બનાવી તેને દોરી બાંધી તેને છેડે વાસણ લટકાવવું અને નીચે તાપ કરવો. ખાસ ધ્યાન રાખવું કે દોરી સળગી ન જાય, નહિતર બધું નીચે આવી પડશે! આ બધી બાબતો એવી છે કે જ્યાં સુધી કરી નથી ત્યાં સુધી જ અઘરી છે.

અમારા એક ઓળખીતા આપણામાંના ઘણાની જેમ રસોઇની બાબતમાં અજ્ઞાત હતા. તે એક વખત રોટલી કરવા બેઠા. તેમને કોઇએ કહેલ કે તાવડી તપે એટલે રોટલી તાવડીમાં નાખવી. રોટલી વણ્યા પછી, તાવડી તપી છે કે નહિ તે જોવા માટે તાવડીની વચમાં એમણે પોતાનો હાથ અડાડી જોયો! પરિણામ એ આવ્યું કે હાથે ફોલ્લા પડ્યા અને કણક નાખી દેવી પડી.*

દુધને ઉભરાતું ન અટકાવી શકનાર, અથવા શાક વઘારતાં ભડકો જોઇ બુમો પાડનારની આપણે ઘણી હાસ્યજનક વાતો સાંભળીએ છીએ. આવી દરરોજ નવી ગોઠવાતી વાતોના નાયક ન બનવાનો આપણે અવશ્ય પ્રયત્ન કરવો જોઇએ.

---

* તાવડી તપી છે કે નહિ તે જોવું હોય તો તેમાં લોટ ભભરાવી જોવો. જો તે બળે અને ધુમાડા નીકળે તો સમજવું કે તાવડી તપી છે.



# જંગલમાં સગવડો

કુમારસેના (સ્કાઉટિંગ)ના આદ્ય સ્થાપક સર રૉબર્ટ બેડન પૉવેલ એક સ્થળે લખે છે કે 'તમે તમારો જંગલનિવાસ—કૅમ્પિંગ—ફતેહમંદ કરવા ઇચ્છતા હો તો બે ચીજો બહુ જ નાની રાખો: એક તમારો તંબુ અને બીજું તમારું રસોડું—ચુલો.' રસોડું અને ચુલો નાનામાં નાનાં કેટલાં રાખી શકાય તે આપણે 'જંગલમાં રસોઇ' નામના લેખમાં જોઇ ગયા. હવે તંબુ સંબંધી વિચારીએ.

થોડા સમય પહેલાં એક સ્કાઉટ માસ્તરે પોતાની ટૂકડી સાથે ગીરનાર જવાનો વિચાર કર્યો, ને તેને અંગે એને તંબુ જોઇએ. તે લઇ જવા માટે એક ટ્રૅકકાર્ટ (ઓછા વજનની નાની રેંકડી)ની અત્રેની એસોસીએશન પાસે માગણી કરી હતી. પછી તો તેઓએ ટ્રૅકકાર્ટ સાથે ગમે તે કારણથી મુસાફરી કરી જ નહિ, નહિતર મને તો શક હતો કે આ સંઘ દ્વારકાં કેમ પહોંચશે ? મોટા બોજા સાથે માણસ કદાચ પહોંચે, પણ તેમાં મુસાફરીનો આનંદ તો ન જ મળે. ઘણી વાર જમ્યા પછીની બપોરની મુસાફરી વખતે ખાલી બગલથેલો ને લાકડી પણ બોજારૂપ થઇ પડે છે, તો પર્વતના ચઢાવ પર ટ્રૅકકાર્ટ ખેંચીને લાંબી મુસાફરી કરવી તો અવશ્ય મુશ્કેલ જ થઇ પડે.

મહીનામહીના સુધી ચાલુ રહેવાના કૅમ્પમાં મોટા તંબુની અવશ્ય જરૂર છે; પણ બે રાત જંગલનિવાસ માટે નીકળેલ અથવા એક સ્થળેથી બીજે સ્થળે મુસાફરી કરતા સ્કાઉટને આ બોજો શા માટે જોઇએ? હિંદુસ્તાનની આબોહવા એવી છે કે આપણે ત્યાં અચાનક વરસાદ કે બરફનાં તોફાન થઈ આવતાં નથી. સ્થળેસ્થળે સુંદર નદીઓ અને સુંદર આંબાવાડિયાં એવી તો રીતે આવી રહ્યાં છે કે આપણને ઘર જેટલો વિસામો અને આરામ મળે. અમે એક વખત ઉઘાડી જગ્યામાં ઘણા તંબુ નાખેલા, પણ બપોરના ભાગમાં તો એ તંબુઓ તપીને એવા તો ગરમ થતા કે દરેકેદરેક સ્કાઉટ પોતાની શેતરંજી લઇ દૂર આવેલા ઝાડોના સુંદર છાંયા નીચે બપોર પસાર કરતો. માત્ર રાત્રે ઝાડ નીચે સુવું તે આરોગ્યના નિયમની વિરૂદ્ધ હોઇ તે વખતે, અથવા કોઇ ખુબ ઠંડી કે વસાદની ઋતુ માટે મુસાફરીમાં તંબુની જરૂર છે. બાકી નિયમિત ઋતુમાં તો માત્ર સરસામાન માટે જ તે ઉપયોગી ચીજ છે. આવા કામને માટે તો સ્કાઉટ જાતજાતના તંબુ બનાવી શકે છે, જેની રીતો નીચે આપી છે.

સામે પાને નં. ૧ના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે સ્કાઉટ પોતા પુરતો તંબુ ધોતિયાનો કે ચાદરનો બનાવી શકે છે. ધોતિયાનો એક છેડો દોરી વતી ઝાડની ડાળે બાંધવો અને બાકીના ત્રણ છેડા જમીનમાં દાટી તેના પર મોટા પત્થરો મુકવા. આમ કરવાથી રાવટી જેવો એક નાનો તંબુ તૈયાર થશે. વરસાદના તોફાનમાં વિજળી ખુલ્લી જગ્યા કરતાં ઝાડ ઉપર વિશેષ પડે છે. તેથી એવા તોફાનમાં ચાદર કે ધોતિયાનો તંબુ આપણો બચાવ કરી શકે નહિ. તે પ્રસંગ માટે બીજી બે જાતના તંબુઓ ઝાડની ડાળો ને પાંદડાંના બને છે. ચિત્ર નં. ૨માં બતાવ્યા



નં. ૧ આદમનો તંબુ.



નં. ૨ ઝાડ લાકડાનો ઝાંપો.



નં. ૩ બે લાકડાંનું બનાવેલું ઓઝરિયું.

પ્રમાણે એક કાપેલ ઝાડનો સોટો ઝાડની સાથે અડાડીને મુકવો અને તેના પર લાંબુ ખડ, ગુંદી, ગુંદા અને પીપળાનાં ડાળાં નાખવાં. આમ કરવાથી એક શંકુ આકારનો નાનો તંબુ તૈયાર થાય છે. ચિત્ર નં. ૩માં બતાવ્યા પ્રમાણે ઉપર ફાળવાં વાળી ડાળો જમીનમાં ખોડવી અને તેની ઉપર એક લાંબો સોટો મુકવો. પછી જમીનને અડાડી તે સોટા ઉપર બીજી ઘણી ડાળો મુકવી અને તેના પર ઘાસ, પાંદડાં અને ડાળીઓનું છાપરૂં કરી દેવું.

ચિત્ર નં. ૪માં બતાવ્યા પ્રમાણે લાકડીઓનું સ્ટૅન્ડ બનાવી તેની અંદર એક સ્ટ્રેચર બાંધી દેવો. સ્ટૅન્ડ ઉપર મીણિયું કપડું નાખવામાં આવે તો તંબુની અંદર બીલકુલ પાણી પડે જ નહિ. રાત્રે કપડું ઉપાડી લેતાં મચ્છરદાની નખાય તેવો એક પલંગ બની રહે. સર રૉબર્ટ બેડન પૉવેલ લખે છે કે તેણે તેની જીંદગીનો મોટો ભાગ આવા તંબુમાં ગાળ્યો છે. વરસાદમાં પણ તેની પથારી ભીંજાઈ નથી.



કૅમ્પિંગમાં નવા સ્કાઉટ અને જુના સ્કાઉટની પરીક્ષા એકદમ થઇ જાય છે. બંનેના તંબુઓ, રસોડાં ને બીછાનાં જોતાં કોઇ પણ માણસ કહી શકે કે આ અનુભવી સ્કાઉટનો કૅમ્પ છે અને આ બીનઅનુભવી સ્કાઉટનો કૅમ્પ છે.



અનુભવી સ્કાઉટના કૅમ્પમાં હાથકસબથી, ચપ્પુ ને કુહાડીના ઉપયોગથી બનાવેલી અનેક સગવડ આપનારી સામગ્રીઓ દષ્ટિગોચર થાય છે. જમીનમાં બેચાર લાકડાં ખોડી તેના ઉપર બે લાકડીનો બનાવેલ સ્ટ્રેચર મુકી તે એક પલંગ બનાવી લે છે. આ પ્રમાણે જમીનથી અદ્ધર સુવાનું હોઈ તેને સાપવીંછીની બીલકુલ ધાસ્તી રહેતી નથી. જો એકલા જ કૅમ્પિંગ માટે નીકળ્યા હોઇએ તો ઝાડ ઉપર ચાદરની એક મજબુત ઝોળી બાંધી સુઇ રહેવું હું તો યોગ્ય માનું છું. શીકા-

રીઓ પણ રાત્રે જંગલમાં આવી જ ઝોળીઓ (હૅમક) પર સુઈ રહે છે.

જો જમીન પર સુવું હોય તો શેતરંજી નીચે ખડ પાથરીને અથવા કમર આગળ જમીનમાં સુવાની જગ્યાએ સહેજ ખાડો કરીને સુવાથી બહુ જ અનુકુળ પડે છે. ઓઢવામાં એક જાડા કામળા કે ધુંસા કરતાં પાતળા બે સારા, કારણકે બે ઓઢવાનાની વચ્ચે હવા રહી શકે છે, અને હવાનું પડ શરીરની ગરમી જાળવવામાં બહુ જ ખપનું છે. એક વખત પૂના રૅલીમાં બહુ જ ટાઢ પડી. દૂરના સ્કાઉટો ઓઢવાનું પુરતું લઇ નહિ ગયેલા, એટલે ઓઢવાને માટે તેમને પુષ્કળ ન્યુસપેપરો આપવામાં આવ્યાં! શરીર પર કાગળ લપેટી ઉપર કપડાં પહેરો તો શરીરમાં બહુ જ ગરમી રહે અને ટાઢ ન વાય.

આપણે આગળ કહી ગયા તેમ સ્કાઉટો પોતાના હાથકસબથી ઘર જેટલી સગવડો જંગલમાં ઉભી કરે છે. ઝાડના થડમાં બે પાનાં વાળું ચપ્પુ ખોસી તેનું મીણબત્તી—સ્ટૅન્ડ બનાવે છે; બેલાખિયાં ઝાડના થડ સાથે બાંધી લુગડાં ટાંગવા માટે ખીલીઓ ગોઠવે છે; ત્રણ લાકડીનો ઘોડો કરી આરામખુરશી બનાવે છે તેમજ લાકડીઓનો પલંગ અને ઝાડના કાપેલ થડનો બાંકડો બનાવી ઘણી સગવડવાળી 'કૅમ્પલાઇફ' ગાળે છે. નદીનું પાણી ઢોર અને માણસોના ચાલવાથી ડોળાઈ ગયું હોય તો ચોખ્ખું પાણી મેળવવા સ્કાઉટે પાણીના વહેણની નજીક એક વીરડો ગાળવો. તેમાં રેતીની અંદર ગળાઇને સ્વચ્છ પાણી આવશે, તે રાંધવાના તેમ જ પીવાના ઉપયોગમાં વાપરવું. ઘણી વાર આપણે ઉંચે પત્થરમાંથી હીરા જેવું ચકચકતું પાણી નીચે પડતું જોઇએ છીએ; પણ એ પડતા પાણીની ધાર ન હોતાં

પત્થરને ઘસાઇને જ પડતું હોઈ નીચેના ખાડામાંથી જ આપણે લેવું પડે છે. પરંતુ બુદ્ધિશાળી સ્કાઉટ તો ગમે તે ઉપાયે પણ પડતુ પાણી મેળવવા પ્રયત્ન કરે. ખડકને અડાડીને એક પતરૂં, પુઠું અથવા વડ કે પીપળાનું જાડું પાન આડું ધરવું એટલે પાણી ખડકની બાજુમાંથી તે પતરા અથવા પાન મારફત ધાર થઇને પડશે; અને તે આપણે વાસણમાં સહેલાઈથી ઝીલી શકીએ. આવીઆવી અનેક યુક્તિઓથી સ્કાઉટ જંગલમાં પણ અનેક સગવડો ઉભી કરી શકે છે.





સર પ્રભાશંકર ડી. પટણી કે. સી. આઈ. ઈ.
'સ્કાઉટના વડીલબંધુ'



# સ્કાઉટ શું કરી શકે?

આપણે ઘણાં માણસોને પુછતાં સાંભળીએ છીએ કે 'આ સ્કાઉટિંગ તે વળી શું છે?'

એક વખત સ્કાઉટોની ટુકડીને લશ્કરી કપડાંમાં જોઇ કેટલાંક માબાપ ગભરાઇ ગયાં. તેમણે ધાર્યું કે છોકરાને સરકાર ચોક્કસ લડાઇમાં મોકલી દેશે! બીજે અઠવાડિયેથી સ્કાઉટની સંખ્યા ઘટી!

સ્કાઉટોને રજાના દિવસોમાં બગલથેલા ભરી, હાથમાં લાકડીઓ લઇ જંગલમાં જતા જોઈ એક શિક્ષકબંધુએ પુછેલું, 'વળી આ રખડાઉ છોકરાઓને વધુ રખડતા કરવાનું તે કોણે શોધી કાઢ્યું?'

એક હેડ માસ્તર બળાપો કાઢતા હતા, 'સ્કાઉટિંગ થતાં તો અમારા મૅટ્રિકના પરિણામના ટકાનું મીંડું વળી ગયું!'

બેચાર સારા માણસોને સ્કાઉટિંગમાં રસ લેતા જોઇ એક માણસે વ્યાખ્યા આપી કે 'નવરા માણસોને બહાર પડવાનો આ એક ઠીક રસ્તો છે!'

આ બધાં વચનો ને પ્રસંગો, સ્કાઉટો શું કરી શકે અથવા સ્કાઉટે શું કરવું જોઇએ તેના અજ્ઞાનનું જ પરિણામ છે. ખાખી કપડા સીપાઇ પહેરે, છોકરાઓને ચોપડીઓ સિવાય

બીજી કશી પ્રવૃત્તિ હોઇ જ શકે નહિ, આપણા શ્રેયનો આધાર મૅટ્રિકના ટકા ઉપર જ હોય, ફળની આશા સિવાય કોઈ માણસ કાંઇ કામ કરતો જ નથી, આવીઆવી જાતના આપ-ણામાં રૂઢ થયેલા અભિપ્રાયો જલદી દૂર કરવા સહેલ વાત નથી. માંદાં અથવા ઘાયલ થયેલાંને મદદ કરવી, આગ જેવા સાર્વજનિક આફતના પ્રસંગોમાં કામે લાગવું, મોટા જલસામાં બંદોબસ્ત રાખવો, અને કુદરતને ખોળે રહી શરીરે તંદુરસ્ત, મનથી જાગૃત અને નીતિમાં એક્કા થવું તેનું નામ સ્કાઉટિંગ. જનસમાજ સ્કાઉટોનું જ્યારે આવી જાતનું વર્તન જોશે ત્યારે જ તેમના રૂઢ થયેલા મતો બદલાશે. બીજા દેશોમાં સ્કાઉટો શું કરે છે, કેવો સેવાધર્મ બજાવે છે તે નીચેના દાખલાઓ પરથી વિશેષ સ્પષ્ટ સમજાશે.

કાઠિયાવાડ સેન્ટ્રલ બૉય-સ્કાઉટ એસોસીએશનના માજી સેક્રેટરી રા. અનંતરાય પટણી ઇંગ્લંડથી પોતાના એક પત્રમાં, ત્યાં સ્કાઉટો શું કરે છે તે બાબત નીચે પ્રમાણે લખે છે:

'અહીં સ્કાઉટો કેવી રીતે કામ કરે છે, કેવી સેવા કરે છે, સેવા અને સ્વાશ્રયનો હેતુ કેવી રીતે સાચવે છે તે જાણી આપણા દેશના સ્કાઉટ ભાઇઓ રાજી થશે એમ સમજી કૅપ્ટન લેઝવી વૉટસને કહેલી હકીકત લખી મોકલું છું.

લંડનમાં ચોરીની તાલીમ આપનારાં ઘણાં છે; અને માત્ર પુરુષો જ નહિ પરંતુ સ્ત્રીઓ પણ આ જાતનું કામ કરે છે. પોતાના કુટુંબના ગુજરાનને માટે ચોરી કરવાનું માતાઓ પોતાનાં બાળકોને રડીરડી, બાથ ભરીભરી શીખવે છે, અને માતૃપ્રેમને આધીન થઇ બાળકો ચોરી કરતાં શીખે છે! આવી ઘણી માતાઓના દાખલા હું જાણું છું. આવી સૂચના અને

તાલીમ સારીરીતે કમાતાં કુટુંબોમાં પણ અપાય છે. તેની શોધ અમારા રોવરો * દર અઠવાડિયે કરે છે. આ રોવરોની ટુકડીમાં કેટલાક જુના સ્કાઉટો પણ સેવા અર્થે દાખલ થાય છે.

આ ટુકડીના કમિશ્નર હાઉસ ઑફ કૉમન્સના આસિસ્ટન્ટ એકાઉન્ટન્ટ છે અને તેમણે આવા 'બાલ–ચોર'નો કેસ જડે ત્યારે કેવી પદ્ધતિથી કામ લેવું તે નીચે પ્રમાણે લખ્યું છે:

ઘણી વાર એવું બને છે કે છોકરો માની સાથે કોઇ દુકાનમાં જાય છે. મા કોઇ બાબત પર દુકાનદાર સાથે તકરાર ઉઠાવે છે, અને તે તકરાર બરાબર ચાલતી હોય ત્યારે છોકરો, માની સૂચના પ્રમાણે, એચાર ચીજ ખીસામાં નાખી દે છે. આવા કેસની અમને ખબર પડે કે તરત એક રોવર તે છોકરાની ઓળખાણ કરે છે. તેને પોતાની સાથે રમવા લઇ જાય છે, સીનેમા જોવા લઇ જાય છે, અને તેનો મિત્ર થઇ વિશ્વાસ મેળવવા પ્રયત્ન કરે છે. આ વિશ્વાસ મળે તો તેને સારી શીખામણ આપે છે. તેના ઘરના ખરાબ વાતાવરણથી દૂર કરવા અમે પ્રયાસ કરીએ છીએ અને થોડા વખત પછી અમે તેને પ્રામાણિકરીતે કમાવાનો ધંધો શોધી આપીએ છીએ.

અમારૂં એક બીજું જાણવા જેવું કામ તે 'લંડન બ્લડ ટ્રાન્સફ્યુઝન સર્વિસ' (લોહી આપનારી મંડળી) છે. કેટલાંક દર્દો એવાં થાય છે કે દર્દીને જો અમુક પ્રકારનું તાજું લોહી પરભાર્યું નસોમાં મળે તો જ તેમની જીંદગી બચે. આવી જીંદગીઓ બચાવવા માટે અમે અમારાં લોહી આપીએ છીએ, અને

* ૭થી ૧૦ વર્ષ સુધીની ઉમરના સ્કાઉટને 'કબ' કહેવામાં આવે છે; ૧૦થી ૧૬ વર્ષ સુધીના 'સ્કાઉટ' કહેવાય છે; ૧૬ વર્ષથી ઉપરની ઉમરના સ્કાઉટને 'રોવર' કહે છે.

અમે ઉપરને નામે રેડ ક્રૉસ સોસાયટીની સાથે જોડાયા છીએ. આ સેવાની શરૂઆત રોવર ઑલિવરે કરી છે. જેઓ પોતાનું લોહી ગમે ત્યારે આપવાને તૈયાર હોય તેઓ આ મંડળીમાં જોડાય છે. તેમના બધાનાં નામઠામ અને લોહીની જાત ઇત્યાદિનું પત્રક રોવર ઑલિવર પાસે રહે છે. દરેક વખત દર્દીને માટે એક પાઇન્ટ (સવા શેર) લોહીની જરૂર પડે છે. આ વીર યુવાન સેવકોમાંથી કેટલાકોએ તો પાંચપાંચ વાર લોહી આપ્યાં છે! આખી સર્વિસ દર વરસે આશરે ૪૦૦ કેસમાં લોહી આપે છે! કામ ઝપાટાથી થાય છે. હૉસ્પિટલ અમને ટેલિફોન કરે કે અમુક જાતના લોહીની જરૂર છે. રજિસ્ટર ઉપરથી જે સેવક (રોવર)નું નામ આવતું હોય તેને ટેલિફોન અથવા દોડતા સ્કાઉટથી ખબર આપવામાં આવે છે. રોવર તરત જ, રજા લેવાની જરૂર હોય તો ઉપરીની રજા લઇ કામ છોડી હૉસ્પિટલમાં હાજર થઇ જાય છે.

થોડા દિવસ ઉપર એક રમુજી બનાવ બન્યો. એક આનંદી તરવરિયા, અને કદાવર રોવરે એક વૃદ્ધ સ્ત્રીને પોતાનું લોહી આપ્યું. બીજે દિવસે તેને ડૉક્ટરે ટેલિફોન પર પુછ્યું, 'તમને ખાતરી છે કે તમારૂં લોહી 'Z 3' છે?' રોવરે ઉત્તર આપ્યો, 'હા; મારા ડૉક્ટરે એ નંબર આપ્યો છે.' સર્જને કહ્યું, 'અમને લાગે છે કે આમાં કાંઇ ભુલ છે. આજ સવારે તે વૃદ્ધ સ્ત્રી મંદવાડની પથારીમાંથી કુદી ઉઠી, આખો બગીચો દોડતી ફરી આવી, અને હવે બહાર ગોંદરી પર કસરત કરે છે!'

આ બનાવમાં હાસ્ય છે, પણ તેના કરતાં પણ વિશેષ તે સ્કાઉટ વીરનો સેવારસ છે. સ્કાઉટિંગ એટલે સેવા. અને સેવાધર્મ તો આખા જગતનું હૃદય છે. દેશદેશાવરમાં પણ એ ભાવના એક જ છે.

હિંદુસ્તાનમાં એક સમય એવો હતો કે સમસ્ત દેશના કલ્યાણ અર્થે દધિચી ઋષિએ પોતાનાં હાડકાં કાઢી આપ્યાં હતાં અને દયાની લાગણીથી શિબિ રાજાએ પોતાનું માંસ કાપી આપ્યું હતું. તે વખતે હિંદુસ્તાન સ્વર્ગ તુલ્ય હતું. જ્યાં સેવકો બીજાની જીંદગી ખાતર પોતાનાં લોહી હસીહસી કાઢી આપે ત્યાં સ્વર્ગસમ સુખ અને સ્વાતંત્ર્ય હોય તેમાં શી નવાઈ?'





# નિરીક્ષણશક્તિ

જંગલમાં તેમજ શહેરમાં—ગમે ત્યાં ફરતા હોઇએ ત્યારે બારીકાઈથી જોવાની ટેવ તો દરેક સ્કાઉટે પાડવી જોઇએ. નાનપણથી જ જો આ ટેવ પાડવામાં આવી હોય તો મોટી ઉમર થતા તે એટલી તો સહજ થઈ જાય છે કે જ્યાં બીજાં માણસો કાંઇ ન જોઇ શકે ત્યાં આ નિરીક્ષણશક્તિવાળા સ્કાઉટો ઘણુંઘણું જુએ છે. પગલાં અને ચાવેલાં પાંદડાં તથા ઢોળાએલા મધ અને વેરાએલા ઘઉં ઉપરથી પેલા દરવેશે ખોવાએલા ઉંટની બધી હકીકત આપી હતી એ વાત તો આપણ સૌને સારીરીતે ખ્યાલમાં છે. તેવી જ રીતે ઝીણી જેવી લાગતી ચીજ પરથી મોટો ઇતિહાસ નીકળી પડે છે અને નિર્દોષ જેવા દેખાતા રસ્તા પર પડેલ પગલાં ખુનની વાતો ખુલ્લી પાડે છે.

બારીકાઈથી નિરીક્ષણ કરતાં શીખવા માટે એકાદ બે રસ્તા કીમિયા જેવા છે. એક તો 'કિમ્સ ગેમ' અને બીજું 'ટ્રૅકિંગ.'

કિમ્સ ગેમ:—એક ખુમચામાં કડી, પેન્સિલ, ટાંકણી, સોય, એવીએવી વીસેક નાનીનાની ચીજો ગોઠવવી. પછી તેના પર રૂમાલ ઢાંકવો, નાની ઉમરના કુમારોને ખુમચા ફરતા બેસાડી રૂમાલ એક જ મિનિટ ઉંચો કરવો અને તેમને તે ચીજો જોઇ લેવા કહેવું. ત્યાર બાદ રૂમાલ ફરી ઢાંકી દેવો અને જોએલી

ચીજો યાદ કરી લખી લાવવા કહેવું. આમ કરવાથી તેમની નિરીક્ષણશક્તિ તેમજ યાદદાસ્ત ખીલશે અને આગળ ઉપર એકાદ વાર જોએલી ચીજો પણ ભુલ્યા વિના તે બરાબર વર્ણવી શકશે.

બીજું ટ્રૅકિંગ અથવા પગીરૂં :—આની અંદર રસ્તા પર પડેલી નાનીનાની નીશાનીઓ પણ બરાબર જોતાં શીખવાની યુક્તિ છે. જંગલની અંદર થોડેથોડે અંતરે રસ્તા પર લીટા, પથરા, ઝાડ પર અક્ષરો, જમીનમાં દાટેલી ચીઠ્ઠીઓ ઈત્યાદિ જંગલના સંકેતો ગોઠવી દેવા. પછી તે બધી નીશાનીઓ શોધી કાઢવા સ્કાઉટોની ટુકડીઓને મોકલવી. આનું નામ તે પગીરૂં કાઢવાનો પહેલો પાઠ. આ ઉપરાંત નીચેના ચિત્રમાં કેટલીક અગત્યની નીશાનીઓ આપી છે તે ધ્યાનમાં રાખી લેવા જેવી છે.

(૧) બાઇસિકલ← આ દિશામાં ગઇ છે. આગળ ગતિ હોય ત્યારે ધુળ અથવા કાદવ પાછળ ફેંકાય.




(૨) બાઇસિકલ જ્યારે વળાંક લે ત્યારે જે દિશામાં જતી હોય તે દિશામાં બે પૈડાના પાટા ઝીણો ખુણો કરીને મળી જાય. જુઓ ઉપલા ચિત્રમાં 'અ' આગળ.

(૩) સાઇકલ પ્રમાણે જ મોટરની દિશા પણ કહી શકાય.

કોઇક સ્થળે મોટર પછડાઈ હોય તો ત્યાં આગળ તેના ટાયર પહોળાં થઇ ગયાં હોય તે પણ નીચેના ચિત્રમાં 'અ' આગળ

દેખાડ્યા પ્રમાણે જોઇ શકાય.




પછડાએલી મોટરના પાટા

ઘોડાના પાછલા પગનો ડાબલો હમેશાં લાંબો અને મોટો હોય છે; આગલા પગનો નાનો હોય છે. માણસ જ્યારે ચાલે છે ત્યારે તેનું પગલું આખું પડે છે; પણ દોડે છે ત્યારે પાની બહુ જ ઝાંખી પડે છે અને આગલાં આંગળાં જમીન પર ઊંડાં નીશાન કરે છે. તે જ પ્રમાણે પશુઓનું પણ.

**ઘોડાનાં પગલાં**




આપણા દેશમાં વાઘરીઓ અને ચુંવાળિયા કોળીઓ એવા તો સારા પગી હોય છે કે જ્યાં આપણે કાંઇ જોઈ ન શકીએ ત્યાં તેઓ ચોરનાં પગલાં, ઢોરની ખરીઓ અને બીજી અનેક નીશાનીઓ જુએ છે. એક વખત અમારા ગામમાં ચોરી થઇ. સારી કીમતનો માલ ચોર લઇ ગયા. બહુ તપાસ કરી, ઘણા શકદારોને પકડ્યા. પણ કાંઇ વળ્યું નહિ. પછી પાડોશનાં એક જાણીતા પગીએ પગીરૂં કાઢવાનું માથે લીધું. તેણે ચોરીની જગ્યાએથી અમુક જાતનાં પગલાં નજરમાં રાખી તેની

પાછળપાછળ જવું શરૂ કર્યું. ચોરો એવા તો હરામખોર ને કાબેલ કે કેટલેક સ્થળે તો તેમણે અવળા જોડા પગે બાંધીને ચાલેલું, એટલે ઘડીભર વહેમ પડે કે તેઓ ઉંધી દિશાએ ગયા છે. પણ આ પગી તેમને પહોંચી વળે તેમ હતો. તેણે તો માત્ર જોડાનાં જ નીશાન નજરમાં રાખ્યાં હતાં. આ પગલાં આગળ ચાલતાં એક નદી આગળ અદૃશ્ય થયાં. પાણી પર પગલાં કેવી રીતે જોવાય? બધા નિરાશ થયા, પણ પેલા પગીએ તો નદી ઉતરી સામે કાંઠે લગભગ એકાદ ગાઉ રખડી પાછો પગવડ શોધી કાઢ્યો. આખરે તેઓ નાગા બાવાની એક જમાત પાસે આવી પહોંચ્યા. સાયંકાળનો સમય હોવાથી બાવા બહુ જ ઠાઠથી આરતી ઉતારતા હતા. શંખ અને રણશીંગાં ફુંકાતાં હતાં અને ભાવિક ગામડિયાની ઠઠ મળી હતી. ત્યાં આ સગડ અટક્યા. સાધુને ચોર કેમ કહેવાય? વળી કોઈ સાધુના પગમાં જોડા ન મળે; અને સગડ તો હતા જોડાના. પણ પગીની ખાતરી એટલી ચોક્કસ હતી કે આ સાધુ જ ચોર હોવા જોઈએ. બીજે દિવસે જ્યારે પોલીસની મદદથી સાધુનાં પોટલાં તપાસ્યાં ત્યારે ચોરાઉ માલ તેમજ સગડના જોડા નીકળી પડ્યા!

આફ્રિકા અને અમેરિકાના વતનીઓ જેટલી ચાલાકીથી સગડ જોઈ શકે છે તેટલી ચાલાકી બીજામાં બહુ જ ઓછી માલુમ પડે છે. આનું કાંઈ ખાસ શિક્ષણ નથી, પણ બચપણથી જ એમની સૂક્ષ્મરીતે નિહાળવાની ટેવ જ છે. હાલમાં ઈંગ્લંડમાં નાના સ્કાઉટોને નિરીક્ષણ કરતાં કેવી રીતે શીખવવામાં આવે છે તેની વાત, કાઠિયાવાડ સેન્ટ્રલ બૉય-સ્કાઉટ એસોસીએશનના માજી ઑ. સેક્રેટરી મિ. અનંતરાય પટ્ટણીના એક પત્રમાંની નીચેની હકીકત પરથી વિશેષ સ્પષ્ટ થશે.

'. . . . . . સ્કાઉટિંગની એક સંસ્થામાં હું ગયો હતો. ત્યાં એક બાર વર્ષનો સ્કાઉટ સલામ ભરી ઉભો રહ્યો. સલામની શરૂઆત વખતે તેની નજર મારા જોડા પર હતી, તે હાથની સાથે એકદમ મારા આખા શરીર ઉપર ચાલી જઇ મારી આંખોને મળી ઉભી રહી. મને રસ્તો બતાવી તે ચાલ્યો ગયો. અહીં કેવી તાલીમ આપવામાં આવે છે તે બતાવવા માટે ત્યાંના અમલદારે મને એક વર્ણન થોડા દિવસ પછી બતાવ્યું. પેલા સ્કાઉટે મારૂં જ વર્ણન લખ્યું હતું: 'સાદા ભુરા બુટ પહેર્યા હતા; બુટની અણીઓ પાતળી હતી અને વાધરી છુટી હતી; ખાખી મોજાં અને ફ્લૅનલનું પાટલુન હતું. વધુ ભુરા લીટા વાળો ભુરા રંગનો કોટ પહેર્યો હતો; બંને બટન બીડેલાં હતાં; અંદર ભુરૂં જાકીટ હતું; ડાબા હાથ પર ચામડાનું મોજું હતું અને હાથમાં કાળા રંગની વજનદાર લાકડી હતી; લંબગોળ ચહેરો, વિશાળ કપાળ અને તેના પર જમણી બાજુ વાળની લટ આવી હતી; મોઢું અને દાઢી નાનાં, નાક લાંબું, આંખો ભુરી ને જમણા ગાલ પાસે તલ હતાં; તે આંખ મટમટાવતા હતા, તેથી આંખે કાંઈ પીડા હોય તેમ લાગતું હતું; ઉંચાઇ લગભગ ૫ ફુટ અને ૭ ઇંચ હતી અને ચહેરો હસતો હતો!'

આ વર્ણન મિ. પટણીને બરાબર લાગુ પડે છે. સલામ ભરતી વખતના માત્ર એક જ મિનિટના સહવાસમાં બાર વર્ષનો સ્કાઉટ આટલું ચોક્કસ વર્ણન આપે તે કાંઇ ઓછી નિરીક્ષણ-શક્તિ ન કહેવાય. આપણે રસ્તે જતા હોઇએ ને કોઈ પુછે કે 'ભાઇ, તમને પથરા ભરેલું ગાડું સામું મળ્યું હતું?' તો આપણે કહીએ છીએ કે 'કોણ જાણે.' આપણે કદાચ તે ગાડાં સાથે અથડાયા હોઇએ તોપણ આપણને ગાડું યાદ રહે

નહિ; ત્યાં નિરીક્ષણ કરવાની વાત જ ક્યાં રહી ? રા. પટણી લખે છે કે 'અહીં નિરીક્ષણશક્તિ ખીલવવા માટે પ્રયત્ન ચાલી રહ્યો છે. મોટા અમલદારોના પટાવાળા તરીકે સ્કાઉટોને ઑફિસની બહાર બેસાડવામાં આવે છે અને તેઓને મળવા આવનાર દરેક માણસનું વર્ણન, તેની ઉંચાઇ અને અંદાજે વજન લખવાનો ખાસ આગ્રહ રાખવામાં આવે છે.'

ઇટાલીમાં 'કૅમેરા' નામનું એક બંડખોર મંડળ હતું તે પોતાના છોકરાઓને નિરીક્ષણશક્તિનું શિક્ષણ ઘણી કાળજીપૂર્વક આપતું. બાપદીકરો રસ્તે જતા હોય ને અચાનક બાપ અટકીને છોકરાને પુછે, 'આપણે જે છેલ્લી શેરીમાંથી વળ્યા તેના જમણી બાજુના ચોથા ઘરને આંગણે બેઠેલી સ્ત્રીએ કેવો પોશાક પહેર્યો હતો?' 'એની પહેલાની ત્રીજી શેરીને નાકે બે જણ ઉભાઉભા શી વાતો કરતા હતા ?' 'હમણાં પેલી ભાડુતી ગાડી અહીંથી ઉપડી તેને બેસારૂએ ક્યાં હાંકવાનું કહ્યું હતું, અને એ ગાડીનો નંબર શો હતો ?' આ સામે મકાન દેખાય એની ઉંચાઇ કેટલી હશે ?—અને એના પહેલા માળની બારી કેટલા ફુટ પહોળી હશે ?' આવાઆવા સવાલો કરીને એ 'કૅમોરિસ્ટ લોકો પોતાના છોકરાઓને કેળવતા.

ટ્રામમાં કે ટ્રેનમાં બેઠા હો, ત્યારે માણસોના ચહેરાનો અભ્યાસ કરવાની ખાસ ટેવ પાડવી. ચહેરા ઉપરથી તેનું ચારિત્ર્ય તમે બહુ જ સહેલાઇથી કહી શકશો.

ટોપીઓ પહેરનારની રીત પરથી પણ ચારિત્ર્ય જોઇ શકાય છે. પાછળના પાના ઉપરનાં જુદાંજુદાં ચિત્રો ઉપરથી નીચે પ્રમાણે સમજી શકાય: (૧) એક બાજુ સહેજ વાંકી હોય તો પહેરનાર સ્વભાવે આનંદી હોય. (૨) એક બાજુ બહુ જ વાંકી











હોય તો પહેરનાર રખડેલ હોય. (૩) જો માથાના પાછલા ભાગ પર હોય તો પહેરનાર ઉડાઉ ને દેવાળિયો હોય. (૪) કપાળ પર હોય તો પહેરનાર પ્રમાણિક પણ મૂર્ખ હોય.

આ ઉપરાંત જોડા ને તેનાં પગલાં જોવાથી પણ ઘણી હકીકત મળે છે. એક વખત એક માણસ નદીમાં ડૂબીને મરી ગએલો માલુમ પડ્યો. આત્મહત્યા કરી હશે તેવું અનુમાન સૌકોઇએ કર્યું. પણ નદીને કાંઠે પડેલાં પગલાં સાથે મરનારના જોડા સરખાવામાં આવ્યા ત્યારે એમ

નક્કી થયું કે તે બે વસ્તુ તદ્દન જુદી છે. કોઇ માણસે ખુન કરી એ મડદું અહીં ઉચકી આણી નદીમાં નાખેલ. તે પગલાં પેલા ખુની માણસનાં હતાં, નહિ કે મરનારનાં. તે જ પ્રમાણે ગળાફાંસો ખાઇ મરી ગયેલો એક માણસ માલુમ પડેલો. સહેજે અનુમાન થયું કે આત્મહત્યા કરી હશે. પણ બારીક તપાસ કરતાં એક ટેબલ પર ઝીણી ધુળમાં આંગળાં પડેલાં માલુમ પડ્યાં. તે આંગળાંનાં નીશાન મરનારના આંગળાંના નીશાન સાથે સરખાવવામાં આવ્યાં ત્યારે તદ્દન જુદાં માલુમ પડ્યાં અને એમ નિર્ણય થયો કે કોઇએ ખુન કરી મડદાને ટાંગી દીધું છે, જેથી ગળાફાંસો ખાઇ મરી ગયાનું સૌનું અનુમાન થાય. આપણાં આંગળાં પરની રેખાઓ પ્રભુએ એવી ખુબીથી બનાવી છે કે કોઇ પણ બે માણસનાં આંગળાંની નીશાની એકબીજા સાથે મળતી જ નથી. હીસાબ તો એટલે સુધી કરવામાં આવ્યો છે કે ૬૪,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ માણસોમાં એક જ જાતની નીશાનીવાળાં આંગળાંવાળાં બે માણસો મળતાં નથી!

આ બધી હકીકત ઉપરથી આપણે એટલું તો સહેલાઇથી જોઇ શકીએ કે નિરીક્ષણશક્તિ બહુ જ કામની છે; અને તેમાં યે ખાસ કરીને જંગલનું જીવન ગાળવા માગતા સ્કાઉટોએ તો આ શક્તિ ખાસ ખીલવવી જોઇએ. વાઘ કે બકરાંનાં પગલાં ન પારખી શકનાર જંગલમાં બહુ ઓછો સલામત છે તે વાત બહુ જ સ્પષ્ટ છે. મિત્રનાં પગલાં, નાનીમોટી ગોઠવેલી નીશાનીઓ, ગાડાં, ગાડી કે મોટરના ચીલા જે સ્કાઉટ પારખી ન શકે તે અવશ્ય જંગલમાં ભુલો પડે અને તે જંગલજીવન માટે નાલાયક છે એમ આપણે કહી શકીએ.



# વખત ઝડપ અને અંતરની ગણત્રી

આપણે જ્યારે બહાર પગરસ્તે અથવા ગાડાં રસ્તે મુસાફરી કરતા હોઇએ છીએ ત્યારે નીચેનો અનુભવ તો ઘણો જ સામાન્ય થઈ પડે છે.

'ભાઇ, અહીંથી પેલું ગામ કેટલું દૂર?'

'અરે આ રહ્યું. હશે બેત્રણ માઇલ.' પણ ઘણી વાર તો આ ત્રણ માઇલ તેર માઇલ જેટલા થઇ પડે છે. અમે પેલી કાસંદ્રાની કાંટમાં ભુલા પડ્યા ત્યારે માઇલની આવી જ ગણત્રી થઇ હતી. આ જ રીતે, જ્યારે આપણે બહુ જ થાકેલા હોઇએ અને ઘર તરફ પાછા ફરીએ, ત્યારે એક માઇલ પાંચ માઇલ જેટલો લાંબો થઇ પડે છે. કોઇ મકાન, ઝાડ, ટાવર કે પર્વતના શિખરની ઉંચાઇ માપવામાં પણ આવી જ ભુલ થાય છે. ટુંકામાં વખત, ઝડપ અને અંતરની ગણત્રીનું જ્ઞાન ઘણું જ ઓછું છે. પરંતુ જંગલમાં હમેશાં મુસાફરી કરતા, હિંદુસ્તાનના પ્રાંત પછી પ્રાંત પગ પર અથવા સાયકલ પર ફરી વળતા સ્કાઉટને આવી ખોટી અટકળ પાલવે નહિ. તેઓનું વખત, ઝડપ અને અંતરનું જ્ઞાન વિશેષ ચોક્કસ જોઇએ. આ અંદાજો લગભગ સાચા આવે માટે નીચેની થોડી રીતો ખાસ યાદ રાખવા જેવી છે.

જો કોઈ સ્કાઉટ પચાસ પગલાં ચાલે અને પચાસ પગલાં

દોડે તો દર બાર મિનિટે એક માઇલ મુસાફરી કરે; એટલે એક કલાકે પાંચ માઇલ જાય. આ ઉપરથી જો તેની પાસે ઘડિયાળ હોય તો તેણે કેટલા માઇલ મુસાફરી કરી તે તે સહેલાઇથી કહી શકે. જો તેને બે સ્થળો વચ્ચેના અંતરની ખબર હોય તો ઉપરોક્ત રીતે ચાલતાં કેટલો વખત લાગ્યો તે પણ તે કહી શકે. આ ઉપરાંત દરેક સ્કાઉટે પોતે સાધારણ રીતે ચાલે ત્યારે દર કલાકે કેટલું ચાલે છે તે નક્કી કરી રાખવું જોઇએ. હું પોતે દર ચૌદ મિનિટે એક માઇલ ચાલું છું.

જ્યારે ટ્રેનમાં મુસાફરી કરતા હોઇએ ત્યારે ટ્રેન કેટલી ગતિથી ચાલે છે તે જાણવું બહુ જ સહેલું છે. આ ગણત્રી કરવા માટે સાધનમાં આપણી પાસે માત્ર સેકંડ કાંટાવાળું એક ઘડિયાળ જોઇએ. ટ્રેનના પાટાની પાસેપાસે ચાલ્યા આવતા તારના થાંભલા પર બે જાતના આંકડા લખેલા હોય છે. તેમાં ઉપરનો આંકડો એકનો એક રહે છે, જ્યારે નીચેનો આંકડો દર થાંભલે બદલાય છે. લગભગ વીસ કે એકવીસ થાંભલા પસાર થયા પછી બંને આંકડા બદલાય છે. એક માઇલની અંદર લગભગ વીસ થાંભલા હોય છે. ઉપરનો આંકડો કુલ માઇલ દર્શાવે છે, જ્યારે દર થાંભલે બદલાતો નીચેનો આકડો થાંભલાનો નંબર દર્શાવે છે. ઘડિયાળ કાઢી સેકંડ કાંટો તેમજ થાંભલાનો નીચેનો નંબર જોઇ લેવો. વીસ થાંભલા પસાર થયા પછી પાછો તેનો તે નંબર આવે ત્યારે એક માઇલ થયો સમજવો, અને તેટલું અંતર કાપતાં કેટલો વખત થયો તે ઘડિયાળમાં જોઈ લેવું. ઘણી વાર બે મિનિટે એક માઇલ ટ્રેન ચાલતી હોય છે, તો આપણે કહી શકીએ કે કલાકના ત્રીસ માઇલની ઝડપે ટ્રેન ચાલે છે. ટ્રેનમાં અને મોટરમાં વારંવાર મુસાફરી કરનારની

આંખ એવી તો ટેવાઇ ગઇ હોય છે કે બહારનાં પસાર થતાં ઝાડ અને અંતરો જોઇ તેઓ ટ્રેન અથવા મોટરની ઝડપ કહી શકે છે.

લડાઇમાં નાનાં અંતરોની અટકળો બહુ જ સારી આવવી જોઇએ. કેમકે નક્કી કરેલાં અંતરો પ્રમાણે બંદુકો અને તોપોનાં નીશાનો ગોઠવવાનાં હોય છે. ૫૦૦ વારે આંટતી બંદુક ૫૦૦૦ વાર પર નીશાન લઇ શકે નહિ. ચાલતી લડાઇમાં એકદમ અંતર માપી શકાય માટે જર્મનોએ નીચેની પદ્ધતિ ગ્રહણ કરી હતી: ૫૦૦ વારને છેટે લશ્કરનાં કપડાંનો રંગ બરાબર દેખાય. ૪૦૦ વારને છેટે માત્ર પગો ચાલતા હોય તે દેખાય. ૩૦૦ વારને છેટે માણસોના ચહેરા દેખાવા લાગે. ૨૦૦ વારને છેટે કપડાં પરના ચાંદો અને પટ્ટીઓ દેખાય. ૧૦૦ વારને છેટે માણસોની આંખો ટપકાં જેવી લાગે. ૫૦ વારને છેટે ચહેરા ને આંખો બરાબર ચોખ્ખાં દેખાય.

બીજી રીત પ્રકાશ અને અવાજની ગતિ ઉપરથી અંતરનું માપ કાઢવાની છે. પ્રકાશ ને અવાજની ગતિમાં બહુ જ ફેર છે. અવાજ દર સેકંડે માત્ર ૩૬૫ વાર મુસાફરી કરે છે, જ્યારે પ્રકાશને તેટલું થોડું અંતર કાપતાં બીલકુલ વખત લાગતો નથી, કેમકે તે દર સેકંડે ૧૮૦૦૦૦ માઇલ ચાલે છે. તોપ જેવી ફુટે કે તરત જ તેનો પ્રકાશ દેખાય, પણ અવાજને આવતાં તો થોડોક સમય લાગે. તે સમય જો ઘડિયાળથી માપી શકીએ તો તોપનું અંતર બહુ જ સાહેલાઇથી શોધી શકાય. દૂર ફુટતી એક તોપનો પ્રકાશ દેખ્યા પછી જો બે સેકંડ બાદ અવાજ સાંભળીએ તો આપણે ચોક્કસ કહી શકીએ કે આપણાથી તોપ ૩૬૫×૨ વાર દૂર છે.

મુસાફરી કરતાં રસ્તામાં આવતી નદીની પહોળાઇ માપવાની પણ એક રીત છે.

નદીને સામે કિનારે કોઇ એકાદ ઝાડ ધારવું અને આ કિનારે તેની બરોબર સામે 'અ' પાસે એક લાકડી ખોડવી. ત્યાંથી કાટખુણે પચાસ પગલાં 'બ' સુધી ચાલી ત્યાં એક બીજી લાકડી ઉભી કરવી અને 'બ' થી 'ક' સુધી બીજાં પચાસ પગલાં ચાલવું પછી 'ક' થી 'ડ' સુધી કાટખુણે ચાલીને એવું સ્થળ શોધી કાઢવું કે ત્યાં ઉભી કરેલી લાકડી, 'બ' વાળી લાકડી અને સામા કાંઠા પરનું ઝાડ ત્રણે સીધી લીટીમાં દેખાય. આ પ્રમાણે થાય ત્યારે સમજવું કે 'ક' અને 'ડ' વચ્ચેના અંતર જેટલી જ નદી પહોળી હોય. નદી પર લડાઇના અગર અગત્યના પ્રસંગે કામચલાઉ પુલ બાંધવો હોય ત્યારે આ રીત બહુ જ ઉપયોગી છે, કેમકે નદીની પહોળાઇ જાણ્યા સિવાય પુલ માટે કેટલાં લાંબા દોરડાં જોઇશે તે કેવી રીતે નક્કી થાય?

આ જ પ્રમાણે ઝાડ, ટાવર કે પર્વતની ઉંચાઇ માપવાની પણ રીત છે. એક સ્કાઉટે ચિત્રમાં 'ગ' આગળ બતાવ્યા પ્રમાણે આંખ રાખી જમીન પર સુઇ જવું. બીજા સ્કાઉટે લાકડી 'ક' 'ડ' આંખ અને ઝાડની વચ્ચે ઉભી રાખી આમતેમ ખસેડવી. જ્યારે લાકડીનો 'ક' છેડો ઝાડની ટોચ સાથે બરાબર મળી જાય, અથવા ઝાડ બરાબર લાકડીથી ઢંકાઇ જાય ત્યારે આટલાં અંતરો માપી લેવાં: 'બ' ને 'ગ' વચ્ચેનું અંતર,

'ડ' ને 'ગ' વચ્ચેનું અંતર તથા લાકડીની લંબાઇ.
પછી તેનો હીસાબ આ પ્રમાણે કરી લેવોઃ
લાકડીની ઉંચાઈ (ક ડ) ને
લાકડી તથા આંખ વચ્ચે-
ના અંતર (ડ ગ)
વડે ભાગી,




ઝાડ તથા આંખ વચ્ચેના અંતર (બ ગ) વડે ગુણવાથી ઝાડની ઉંચાઈ (અ બ) મળી રહેશે.

આ ઉપરાંત સ્કાઉટે નાનાં મોટાં માપ લેવા માટે પોતાની આંગળીનો કયો વેઢો એક ઇંચ છે, પોતાની વેંત કેટલા ઇંચની છે, હાથ કેટલો લાંબો છે, ચાલે છે ત્યારે પગલું કેટલા ફૂટનું થાય છે, પોતાની ઉંચાઈ બરાબર કેટલી છે, વગેરેની ચોક્કસ નોંધ રાખવી જોઇએ અને તે માપો યાદ રાખી લેવાં જોઇએ. કાંઇ સાધન સિવાય જંગલમાં ચોક્કસ માપ કરવામાં આ બાબતો બહુ જ અગત્યની છે.

હવે વખતના માપ બાબત આપણે વિચારી જઇએ. હિંદુસ્તાનમાં પ્રભુની કૃપાથી સૂર્યની ગતિ એટલી તો નિયમિત છે અને આકાશ લગભગ એવું તો ચોક્કસ રહે છે કે આકાશમાં સૂર્યને જોઇ આપણે કહી શકીએ કે વખત શો થયો છે. અજવાળિયામાં ચંદ્ર ઉપરથી રાતનો કયો પ્રહર છે તે બહુ જ સહેલાઇથી કહી શકાય છે. જો સૂર્યાસ્તના સમયની આપણને ખબર હોય તો અંધારિયામાં ચંદ્રોદય પરથી બરાબર કેટલા વાગ્યા તે

કહી શકાય. ચંદ્ર દરરોજ ૫૦ મિનિટ મોડો ઉગે છે. એટલે તિથિને પચ્ચાસે ગુણવાથી ચંદ્રોદય ક્યારે થશે તે એકદમ કહી શકાય. જેમકે અંધારી ત્રીજ હોય તો આપણે કહી શકીએ કે સૂર્યાસ્ત પછી ૩×૫૦=૧૫૦ મિનિટે ચંદ્રમા ઉગશે. આ ઉપરાંત દરેક માસને માટે નક્ષત્રો પણ એવાં છે કે તે માસમાં તે જ નક્ષત્ર સૂર્યાસ્ત પછી પૂર્વમાં દેખાય અને સુર્યોદય સમયે પશ્ચિમમાં અદૃશ્ય થાય. આપણે જો આ નક્ષત્રો પીછાનતા હોઇએ તો રાતમાં ગમે તે સમયે નક્ષત્ર પરથી શો સમય થયો છે તે કહી શકીએ. કાર્તિક માસમાં કૃતિકા નક્ષત્ર, માગશરમાં મૃગશર, પોષમાં પુષ્ય ઇત્યાદિ જાણવા જેવાં અને સહેલાઇથી યાદ રહે તેવાં છે. તે નક્ષત્રો પરથી તે માસમાં રાત્રિએ કેટલા વાગ્યા તે આપણે બહુ જ સહેલાઇથી કહી શકીએ છીએ.

મારૂં વતન રેલવે સ્ટેશનથી બાર માઇલ દૂર છે. જ્યારે મારે સવારની ટ્રેન પકડવી હોય ત્યારે મારો ગાડીવાળો રાતમાં મને જગાડે અને કહે, 'ઉઠો, જુઓ હરણ (મૃગશર) માથે આવ્યાં; મધરાત થઇ ગઇ.' જો ઘડિયાળ હોય ને જુઓ તો રાતનો લગભગ એક વાગ્યો હોય. કેટલું ચોક્કસ જ્ઞાન! દરેક સ્કાઉટે આ અવશ્ય જાણી લેવું જોઇએ



# સ્કાઉટ અને સ્વચ્છતા

'સ્કાઉટિંગ ફૉર બૉઝ'ની એક અમેરિકન આવૃત્તિમાં વાંચેલી, ત્યાંના સ્કાઉટોએ લેવી પડતી ત્રણ પ્રતિજ્ઞાઓમાંની ત્રીજી અહીં ખાસ નોંધવા જેવી છેઃ 'હું શરીરે તંદુરસ્ત, મનથી જાગૃત અને રહેણીમાં પવિત્ર રહેવા વચન આપું છું.'

એ નાના સરખા દેખાતા વચનમાં ઘણો સમાસ થઈ જાય છે. સર બેડન પૉવેલના સ્કાઉટિંગમાં લેવાતી પ્રતિજ્ઞામાં આવું કાંઈ નથી; પણ સ્કાઉટે પાળવા જોઈતા દસ નિયમોમાં, દસમો નિયમ ઉપરના વચનનું થોડુંક ભાન કરાવે છેઃ 'વિચાર, વાણી અને વર્તનમાં સ્કાઉટ પવિત્ર છે.' શરીરે તંદુરસ્ત, મનથી જાગૃત અને રહેણીમાં પવિત્ર રહેવા માટે સ્કાઉટે શું કરવું જોઈએ તે આપણે વિચારીએ. ઘણી વાર આપણે મજબુત થવાની ખોટી ભ્રમણામાં, ખાધા પીધા સિવાય પગે ચાલીને અથવા સાઈકલ ઉપર, ઘણી લાંબી મુસાફરીઓ કરી નાખીએ છીએ. તેનું પરિણામ ધાર્યા કરતાં ઘણું જ ઊલટું આવે છે. તેમ કરવાથી લૂ લાગે છે, હૃદયરોગ થાય છે, અગર અકાળ વૃદ્ધત્વ આવી જાય છે. હદ ઉપરાંત વગર વિચારી ઝહેમત ખેડવાથી શરીર કસાય છે એ ખોટી ભ્રમણા છે. નિયમિત જુજ કસરત, શુદ્ધ સાદો ખોરાક અને ચોખ્ખી હવા જ માણસને મજબુત બનાવે છે.

ઉપર કહી તેવી ખોટી ભ્રમણામાં અમારા ચાર સ્કાઉટો સાઇકલ પર, ભાવનગરથી અમદાવાદ, ઉનાળાના પ્રખર તાપમાં અને પાણી વગરના ખરાબ રસ્તે લગભગ ૧૩૬ માઇલ ત્રણ દિવસમાં ગએલા. પ્રભુ ઇચ્છાથી તે સાજા તો રહ્યા, પણ અમદાવાદ પહોંચ્યા ત્યારે થાકીને મરણતોલ થઇ ગયા હતા. આવી મુસાફરીથી તો સ્કાઉટો મજબુત થવાને બદલે તુટી જાય છે અને આગળ જતાં કામ કરવાની તાકાત ગુમાવી બેસે છે. સ્કાઉટે જો તંદુરસ્ત રહેવું હોય તો પોતાનું લોહી શુદ્ધ અને ત્વરિત રાખવું જોઇએ.

શુદ્ધ લોહીનો આધાર, શુદ્ધ ખોરાક, યોગ્ય કસરત, પુષ્કળ સ્વચ્છ હવા તથા અંદર ને બહારની ચોખ્ખાઇ પર છે. જાપાનીઝ લોકો દિવસમાં ત્રણ વાર નહાય છે અને તે પણ ખુબ ઘસીને, કે જેથી નસોમાં લોહી ત્વરાથી વહન કરે. જો કસરત કર્યા પછી નહાવામાં ન આવે તો અરધી કસરત નકામી જાય છે એવી તો એમની માન્યતા છે. નદી કે તળાવમાં બેસી મુઠીએ ને મુઠીએ શરીર પર રેતી ચોળીને તમે કદિ નાહી જોયું છે? તેવા સ્નાન પછીની શરીરની કુમાશ અને સ્ફૂર્તિ દરેકે અવશ્ય અનુભવવા જેવાં છે. આવી રીતે નહાવાથી ત્વચા સ્વચ્છ થાય છે ને તેથી લોહી પણ સ્વચ્છ થાય છે અને પરિણામે માણસ તંદુરસ્ત રહે છે.

રશિયા અને જાપાન વચ્ચે થએલી લડાઇમાં જાપાનીઝો બહુ જ જુજ સંખ્યામાં માંદા પડ્યા હતા અને ઘાયલ થએલા જલદી સાજા થયા હતા, કેમકે તેઓ શરીરે તેમજ કપડે બહુ જ સ્વચ્છ રહેતા, બોઅર યુદ્ધમાં અંગ્રેજ સૈન્યના ઘણા જ માણસો માંદા પડ્યા હતા, કારણકે સ્વચ્છતાનો તેમને બરાબર

ખ્યાલ ન હતો. જંગલમાં રખડતા સ્કાઉટોને અવારનવાર માંદા પડવું પાલવે નહિ. તેમણે તો અવશ્ય તંદુરસ્તીના નિયમો આચરવા જોઇએ.

એક વખત દીવાળી ઉપર અમે સ્કાઉટ કૅમ્પ ઉઘાડેલો. એમાંની લગભગ અરધી સંખ્યા આઠ દિવસની અંદર માંદી પડી ગઇ! કોઇને મચ્છર કરડ્યા, કોઇકને ઠંડા પાણીએ નહાતાં શરદી લાગી અને કેટલાકને ખુલ્લા આકાશ નીચે સુવાથી ઠંડી લાગી ગઇ! આવી મુલાયમ તબિયત તો આપણને પાલવે જ નહિ. હિંદુસ્તાનમાં તો લગભગ આપણે આઠ માસ બહાર સુઇ શકીએ તેવી ઋતુ ને હવા છે; તો બહાર સુવાની તેમજ ઠંડે પાણીએ નહાવાની ટેવ આપણે શા માટે ન પાડીએ? ઇગ્લંડ જેવા ઠંડા મુલકમાં પણ છોકરાઓ મોટે મળસ્કે જ્યારે બરફ પડતો હોય ત્યારે ઠંડું પાણી માથા પર રેડવાની ટેવ પાડે છે. ઠંડે પાણીએ માથે નહાવાથી મન બહુ જ શાન્ત રહે છે.

હવે આપણે બે મુખ્ય અવયવોની સ્વચ્છતા વિષે વિચાર કરીએ: આંખ અને દાંત.

સ્કાઉટિંગમાં નિરીક્ષણનું કામ ખાસ અગત્યનું હોઇ દરેક સ્કાઉટની આંખો બહુ જ સારી જોઇએ. હમેશાં દૂર દૂર નજર નાખવાની ટેવ રાખવાથી આંખના સ્નાયુઓ મજબુત થાય છે. બચપણમાં આંખોના સ્નાયુઓ નબળા હોય છે, તેથી એ વયે તેનો ઉપયોગ જેમ બને તેમ ઓછો કરવો. બને ત્યાં સુધી રાત્રે દીવા પાસે વાંચવું નહિ, અને દિવસે પણ પ્રકાશ તરફ પીઠ કરીને જ વાંચવું. વાંચતાં જો કપાળ પર તથા આંખો પાસે કરચલી પડે તો સમજવું કે આંખોમાં કંઇક ખામી છે. ઇગ્લંડમાં નીશાળે જતાં છોકરાંમાં દસ ટકા કાચી આંખોવાળાં

માલુમ પડ્યાં છે. આ ઉપરાંત કેટલાકની આંખો તો એવી ખામીવાળી હોય છે કે જુદાજુદા રંગો પણ તે પારખી શકતા નથી. આ જાતનાં માણસો રેલવેની નોકરીમાં બીનઉપયોગી નીવડે છે. આ દોષ જુદાજુદા રંગોના કાગળો વારાફરતી દેખાડી તથા ઓળખાવી દૂર કરી શકાય છે. એક જ દૃષ્ટિપાતે ઘણું જોઇ લેવાની તથા તેનું યથાસ્થિત વર્ણન કરવાની ટેવ દરેક સ્કાઉટને હોવી જોઇએ, અને તેટલા માટે તેમની તો આંખો બહુ જ સારી હોવી જોઇએ તથા તેની સંભાળ બચપણથી લેવાવી જોઇએ. કીમ્સ ગેમ અથવા ટ્રૅકિંગથી તથા રાત્રે દીવાના સિગ્નલિંગથી આંખો તીવ્ર બને છે.

વિલાયતના બાળકો કરતાં હિંદનાં બાળકોના દાંત ઘણા સારા હોય છે; જ્યારે હિંદુસ્તાનના માણસોના દાંત કરતાં વિલાયતના માણસોના દાંત વધુ સારા હોય છે. સારાંશ કે કુદરતથી આપણને દાંત સારા મળે છે, પણ બેદરકારીથી આપણે તેને બગાડી નાખીએ છીએ; જ્યારે અંગ્રેજ લોકો ખરાબ દાંતને પણ સાફ રાખી જાળવી રાખે છે. માણસે બે વખત તો અવશ્ય દાતણ કરવું જોઇએ; તેમજ જમ્યા પછી પણ મોઢું ખુબ સાફ કરવું જોઇએ. પાનસોપારી તથા તમાકુ જેવા પદાર્થો ચાવી પૈસા, સમય તેમજ દાંતનો વ્યય આપણે ન જ કરવો જોઇએ. મોઢું સાફ ન હોય તો અંદર અનેક જાતની જીવાત ઉત્પન્ન થાય છે ને તે પેટમાં જઇ ઘણી જ જાતના વ્યાધિઓ પેદા કરે છે. સારા દાંત ન હોય તો ખોરાક બરાબર ચાવી શકાય નહિ, એટલે તે પચે નહિ, એટલે તબિયત અવશ્ય બગડે. દક્ષિણ આફ્રિકાના યુદ્ધમાંથી ત્રણ હજાર માણસોને ઈંગ્લંડ પાછા મોકલી દેવા પડ્યા હતા કેમકે તેમના દાંત ખરાબ હતા, અને તેથી

સુકાં બિસ્કિટ જે તેમને ખાવાનાં હતાં તે તેઓ ખાઇ શકે તેમ ન હતા! આપણી તબિયત ખાતર તેમજ જંગલમાં જે કંઈ કાચુંપાકું ખાવાનું મળે તે પર રહી શકાએ તેટલા માટે સ્કાઉટે પોતાનાં દાંત અવશ્ય સાફ રાખવા જોઇએ. દરેક ટ્રુપમાં આંખ ને દાંતનું તો ખાસ નિરીક્ષણ રાખવાની જરૂર છે.

## ૨

શરીરની તંદુરસ્તી જાળવવા વિષે તથા આંખ અને દાંતની માવજત રાખવા સંબંધે આપણે આગળ જોઇ ગયા. હવે આપણે નાક અને કાન ઉપર વિચાર કરીએ. આપણે ઘણાં માણસોને નાકને બદલે મોઢેથી શ્વાસ લેતાં જોઇએ છીએ. પણ શ્વાસ લેવાનું કામ નાકનું છે, અને મોંનું કામ તો ખાવાનું છે. જો આપણે નાક વતી ખોરાક ખાઇ શકીએ તો જ આપણે મોં વડે શ્વાસ લઇ શકીએ ! મોઢા વતી શ્વાસ લેવાથી નાકની અંદર મસા વધે છે અને તેને લીધે છાતીનાં ભયંકર દર્દો થાય છે. આ ઉપરાંત નાકમાં કુદરતી ગળણી જેવી રચના હોવાને લીધે જે ધુળનાં રજકણો તથા ઝેરી જીવડાં અટકી રહે છે તે મુખ વાટે શ્વાસ લેવાથી શરીરમાં પ્રવેશ કરે છે.

વળી, મોઢેથી શ્વાસ લેવાની ટેવવાળો માણસ સુએ છે ત્યારે તે ઘોરે છે. જે માણસ સુતી વખતે ઘોરે તે છુપી રીતે કોઇ પણ સ્થળે સુઇ શકે નહિ; અને લડાઇના વખતમાં કે દુશ્મનના દેશમાં તો તેને પકડાઈ જવાનો પુરતો સંભવ, અમેરિકાના રેડ ઇન્ડિયન લોકો તો પોતાનાં બાળકોને નાક વાટે શ્વાસ લેવાની ટેવ પડે તે સારૂ તેમને સુવાડતી વેળા પટ્ટો બાંધી તેમનાં મોં બંધ રાખે છે! મોઢેથી શ્વાસ લેવાની ટેવ બચ-



**શ્રી અનંતરાય પ્ર. પટણી**

ચીફ કમિશનર : બૉય સ્કાઉટ્સ, ભાવનગર.

પણથી જ પડે છે, માટે તેનો ઉપાય ઉગતાં જ કરવો ઘટે છે. શિક્ષકો જો ધ્યાન આપે તો પોતપોતાના વર્ગમાં મોઢે શ્વાસ લેતા વિદ્યાર્થીને શોધીને તેમની તે ટેવ દૂર કરે.

સ્કાઉટની ઘ્રાણેન્દ્રિય ઘણી જ તીવ્ર હોવી જોઇએ. એ શક્તિ ખીલવવા માટે આંખે પાટા બાંધી જુદીજુદી કોથળીઓમાં લસણ, ડુંગળી, લીંબુ, જાતજાતનાં સુગંધી ફૂલો વગેરે ભરી તેને સુંઘાડવી અને કઈ ચીજ છે તેનું અનુમાન કરવા કહેવું. આ પદ્ધતિથી નાકની શક્તિ ઘણી જ તીવ્ર બને છે. બીડી અથવા તમાકુ પીનારની ઘ્રાણશક્તિ તદ્દન નાશ પામે છે. સ્કાઉટોને તો આ વ્યસન બીલકુલ પાલવે જ નહિ. એ ટેવથી તો તે દુશ્મનને કે કોઇ જંગલી જનાવરને શોધે તેના કરતાં તમાકુની વાસ પરથી તે પોતે જ શોધાઇ જાય ! સર બેડન પૉવેલે પોતાની આખી જીંદગીમાં બીડી માત્ર બે જ દિવસ પીધેલી, અને તે પણ અમુક સંયોગોમાં. પશ્ચિમ આફ્રિકામાં અશાંતિના વિગ્રહમાં તેઓ ગએલા ત્યારે એક નામીચા સેનાપતિએ તેમને સલાહ આપેલી કે સુતી વખતે મચ્છરદાનીની અંદર એકાદ બે બીડી પીવી, જેના ધુમાડાથી મૅલેરિયાની ઝેરી હવા નાશ પામશે. (તે વખતે મચ્છરના કરડવાથી મૅલેરિયા થાય છે એ શોધાયું ન હતું.) તેમણે આ પ્રમાણે બે દિવસ કર્યું. ત્રીજે દિવસે તો વરસાદના ઝપાટાથી તેમની તમાકુ પલળી ગઇ અને તેમણે બીડી ફેંકી દીધી.

મોં વાટે શ્વાસ લેવાથી નાક ખરાબ થાય છે એટલું જ નહિ, પણ આગળ જતાં સાંભળવાની શક્તિ પણ ક્ષીણ થતી જાય છે. કાન ઘણું નાજુક યંત્ર છે. અંદર એક ઝીણો અક્કડ પડદો હોય છે, જેના પર અવાજનાં આંદોલનો અથડાવાથી

આપણે સાંભળી શકીએ છીએ. ઘણી વાર માણસોને કાન પર સખ્ત થપાટ મારવાની ટેવ હોય છે. આવી થપાટથી કાન બગડી જાય છે અને સાંભળવાની શક્તિ ક્ષીણ થતી જાય છે. આ ઉપરાંત આપણને ઘણી વાર હોલ્ડર, પેન્સિલ કે સળી વતી કાન ખોતરવાની ખરાબ આદત હોય છે. ઘણા માણસો તો કાનમાં રૂનાં મજબુત પુમડાંનો સખ્ત બુચ દે છે; જાણે કે કાન એ તેલ કે દવા ભરવાની શીશી હોય નહિ!

કાનની ખોટવાળો માણસ સૈનિક કે સ્કાઉટ તરીકે નિરૂપયોગી છે. અંધારી રાત્રે દૂરથી આવતા અવાજ ઉપરથી તે કોનો પગરવ—ઘોડા, માણસ કે જંગલી જનાવરનો—છે તે પરખી કાઢવાની આપણામાં શક્તિ હોવી જોઇએ. સારામાં સારો સાંભળવાનો રસ્તો તો એ છે કે આપણે જમીન પર કાન માંડી સુઇ જવું. હવા કરતાં જમીનની અંદર અવાજ વધુ સારી રીતે મુસાફરી કરે છે. કાન કરતાં પણ આપણા મોંના ઉપલા જડબા વતી વધુ સ્પષ્ટ સાંભળી શકાય છે. દાખલા તરીકે કાન બંધ કરી ઘડિયાળ સામું જોવાથી આપણે બીલકુલ અવાજ નથી સાંભળી શકતા; પણ ઘડિયાળને દાંત વચ્ચે પકડવાથી બહુ જ સ્પષ્ટ અવાજ સંભળાશે. ચપ્પુને જમીનમાં ખોડી તેનો બીજો છેડો દાંત વચ્ચે પકડવાથી દૂરથી આવતા પગલાંનો અવાજ સ્પષ્ટ સાંભળી શકાશે. જંગલજીવન ગાળનારાએ તો આવી રીતો જાણવા જેવી છે.

હવે આપણે અમેરિકન પ્રતિજ્ઞાના બાકીનો ત્રીજો ભાગ તપાસીએ: ‘મનથી જાગૃત અને રહેણીમાં પવિત્ર રહેવા વચન આપું છું.’

પહેલાં ‘મનથી જાગૃત’નો અર્થ સમજીએ.

ઘણી યે વાર એવું બને છે કે આપણને અમુક બાબતનું ઘણું જ્ઞાન હોવા છતાં જ્યારે તેને લગતો પ્રસંગ ઉભો થાય છે ત્યારે તે ભુલી જઇએ છીએ અને ન કરવાનું કરીએ છીએ. આનો અર્થ એ કે આપણે મનથી બરાબર જાગૃત નથી. આપણે સૌ સારીરીતે જાણીએ છીએ કે કોઇ સળગી ઉઠયું હોય ત્યારે તેના પર પાણી ન રેડતાં કામળો કે ગોદડું ઓઢાડી દેવું, તેને દોડવા ન દેતાં સુવાડી દેવો. છતાં, જ્યારે એવો પ્રસંગ આવે છે ત્યારે આપણને ઉપરની એકે વાત યાદ આવતી નથી અને ન કરવાનું જ કરી બેસીએ છીએ. ઘણે ભાગે જ્યારે કોઇ કુવામાં પડી જાય, કોઈ સળગે કે કોઇનો હાથપગ ભાંગે અથવા કપાય, ત્યારે પાસેનો માણસ એકદમ બુમો પાડતો કોઇ ત્રીજાની મદદ લેવા એકાદ માઇલ સુધી દોડી જાય છે ! તેને નથી સુઝતું કે કુવામાં ફેંટો કે દોરડું લટકાવી તેને પકડવાનું કહું; સળગતા માણસને દોડવા ન દેતાં તેને નીચે સુવાડી કોઇ જાડા કપડા વતી ઢાંકી દઉં કે ઉપર ધુળ નાખું; ભાંગેલ હાથપગને સુવ્યવસ્થિત કરી તેને સમો સુવાડી પછી દાક્તરનો બંદોબસ્ત કરૂં; કે લોહી નીકળતા ભાગને ઉપરથી મજબુત બાંધી અથવા અંગુઠા વતી જખમને દાબી કે દરદીને સુવાડી કોઇ ત્રીજા માણસને દાક્તરની મદદ લેવા મોકલું. આનું કારણ એટલું જ કે આપણે આવા પ્રસંગો માટે બીલકુલ જાગૃત હોતા નથી. સ્કાઉટે તો હમેશાં એવા જ વિચાર કરવા કે ઉપરનો કોઇ પ્રસંગ પ્રાપ્ત થાય તો હું શું કરૂં ?

એક માણસનું કાંડું કપાયું અને ધોરી નસમાંથી લોહી વહેવા લાગ્યું. સાથે બીજો માણસ હતો તે તો લોહી જોઇને ગભરાયો અને અરધો માઇલ દૂર આવેલા દાક્તરને તેડવા બુમો

પાડતો ઉપડ્યો. એકાદ કલાકે જ્યારે તેઓ આવી પહોંચ્યા ત્યારે તે ઘાયલ માણસના શરીરમાંથી એટલું બધું લોહી વહી ગયું હતું કે તે બચે તેવો રસ્તો નહોતો ! તેના સાથીએ દોડી જવાને બદલે તેણે ઘા ઉપરના ભાગ પર મજબુત પાટો બાંધ્યો હોત કે પોતાના અંગુઠા વતી જખમ પર ખુબ દબાણ કરી લોહી અટકાવવા પ્રયત્ન કર્યો હોત, તો ચોક્કસ તે માણસની જીંદગી બચી જાત. આપણી આવી નાનીસરખી દેખાતી અણઆવડતથી ઘણાની જીંદગી જાય છે. આવી નાની મદદો હીમત અને ધીરજથી કરી શકાય તે માટે દરેક સ્કાઉટે 'ફર્સ્ટ એઇડ ટુ ધી ઇન્જર્ડ'—'તાત્કાલિક ઇલાજ' શીખી લેવા જોઇએ. સ્કાઉટનો મુદ્રાલેખ 'બી પ્રિપૅઅર્ડ' (તૈયાર રહો) છે તેનો અર્થ જ એ કે કોઇપણ કામ કે અકસ્માત માટે તે હરપળે સમયસૂચક અને તૈયાર હોવો જોઇએ. તેને ઉપાય સુઝવો જ જોઇએ. 'માટલીદાવ' 'હુડતુતુ' તથા બીજી એવી રમતો રમવાની ટેવને લીધે પણ સ્કાઉટ મનથી જાગૃત બને છે.



# છુપા સંદેશા

સ્કાઉટોને બહુ જ રસ પડે તેવી એક રમત તે છુપા સંદેશા રચવાની તથા મોકલવાની કળા છે. આવા સંદેશાની પદ્ધતિ ઘણા જુના કાળથી ચાલી આવતી હોય તેમ ભાસે છે. ઈજીપ્શિયનોની ચિત્રભાષા તે બીજું કાંઇ જ નહિ, પણ સંદેશા પહોંચાડવાની એક જાતની કળા જ છે. અમેરિકાના જુના વતની રેડ ઇન્ડિયનોની ભાષા પણ આવી એક ચિત્રભાષા જ છે.

ભાષાની ઉત્પત્તિ પહેલાં માણસો પોતાના વિચારો દર્શાવવા માટે અમુક જાતની નિશાનીઓ પ્રથમથી જ મુકરર કરી રાખતા, અને એવી નીશાનીઓ લાકડા પર કે જમીન ઉપર કોતરવામાં આવે ત્યારે બીજા એ સંકેત પ્રમાણે તેનો અર્થ કરી લેતા. હાલમાં પણ આવા સંકેતો અનેક રીતે નક્કી કરવામાં આવે છે, અને તેનો ઉપયોગ લડાઈ અથવા એવા સમયમાં દુસ્મનના દેશમાં છુપા સંદેશા પહોંચાડવામાં કરવામાં આવે છે. આમાંની કેટલીક રીતો સ્કાઉટો માટે બહુ જ ઉપયોગી તેમજ રસમય જણાવાથી અહીં આપી છે.

(૧) પોતાની લાકડી પર કાગળની એક લાંબી પટ્ટી બરાબર વીંટવી. પછી લાકડી આડી રાખી તે પટ્ટી પર સંદેશો લખવો. જ્યારે પટ્ટી લાકડી ઉપરથી ઉખેડી લેશો ત્યારે











સંદેશાના એવા તો વિચિત્ર ટુકડા થઇ જશે કે કાંઈ સમજી શકાશે નહિ. તે પટ્ટીને પાછી તેવી જ લાકડી ઉપર વીંટવામાં આવે તો જ સંદેશો સંધાઇને બરાબર વંચાય. બે સ્કાઉટો પાસે આવી એક માપની લાકડી હોય, અને એક સ્કાઉટ બીજા સ્કાઉટને આવી પટ્ટી મોકલે તો તેમના સિવાય બીજું કોઇ કાંઇ સમજી શકે નહિ.

(૨) ત્રિકોણ સંદેશો. પાછળના પાના પરના ચિત્રથી તે બરાબર સમજાશે.

ચિત્ર પ્રમાણે સંદેશાના ચાર શબ્દોના ચાર કાટખુણા વાળા ત્રિકોણ બનાવવા અને તેમની 'અ–બ' બાજુ પર સંદેશાના ચારે શબ્દો લખવા. પછી આખો ત્રિકોણ ભરાય તે સારૂ પહેલી લીટીમાં એક અક્ષર, બીજીમાં બે, ત્રીજીમાં ત્રણ, એ પ્રમાણે લખવું. અક્ષરો લખવામાં આગલા અક્ષરોની પછીના જ અક્ષરો લખવા અને કાનો માત્ર અનુસ્વર વગેરે જે કાંઇ હોય તે પણ આગલા અક્ષર મુજબ જ રાખવાં.




જેમકે, પહેલા ત્રિકોણમાં પહેલી લીટીમાં જ એક અક્ષર, બીજીમાં ગ અને ઘ એ બે અક્ષરો. ત્રીજીમાં લ, વ અને શ તેમ ત્રણ અને ચોથી લીટીમાં માં, યાં, રાં અને લાં, લખીને તે ત્રિકોણ પુરો કર્યો.

આ પ્રમાણે ગોઠવણ કર્યા પછી 'અ–ક' લીટીઓ પર આવેલા અક્ષરોનો સંદેશો બનાવવો. તે આ પ્રમાણે થશે; 'જંઘ-શલાં, દુસરબભાં, ચાક્ષીળ, માતબોઝે' જ્યારે આવો સંદેશો વાંચવો હોય ત્યારે ચાર ત્રિકોણ દોરવા અને તેની 'અ–ક' બાજુ પર ઉપરના અક્ષરો લખી નાખવા. પછી પાછા હડી ત્રિકોણ ભરી દેવા અને 'અ–બ' બાજુ પર વાંચવું એટલે ખરો સંદેશો મળી જશે.

(૩) એક પુઠું લઇને તેમાં અમુક સ્થળે બાકોરાં પાડવાં

અને તે પુઠું લખવાના કાગળ પર બરાબર મુકી તે બાકોરાં નીચે મોકલવાનો સાચો સંદેશો બરાબર લખી કાઢવો. પછી પુઠું ઉપાડી લઇ મુળ લખેલા સંદેશાના જુદાજુદા શબ્દો બરાબર જોડાઇ જાય તેવો એક બનાવટી પત્ર લખી નાખવો. જેવાં બાકોરાવાળું પુઠું આપણી પાસે હોય, તેવાં જ બાકોરાવાળું બીજું આપણા સાથી પાસે હોય. આપણો પત્ર તેને મળે કે તરત જ તે પત્રની ઉપર પોતાની પાસેનું પુઠું મુકે એટલે કાગળનો બીજો બધો ભાગ ઢંકાઈ જાય અને માત્ર સાચો સંદેશો બાકોરામાંથી વંચાય. યૂરોપની ગઇ લડાઈ દરમ્યાન જર્મની આવાં પુઠાંની પદ્ધતિથી ઇંગ્લંડના સમાચાર મેળવતું. દૈવજોગે કોઇ બીજાને હાથ આવો પત્ર ચડે તોપણ તેને તો તે તદ્દન નિર્દોષ જ ભાસે. માત્ર બાકીનો પત્ર રચી કાઢવામાં બુદ્ધિ હોવી જોઇએ. આપણે એક સંદેશો જોઇએ:

પ્રિય ભાઈ:

હું (મુંબઈ) ગઈ કાલે આવ્યો છું. તમે રૂ. (૫૦)

મને મોકલશો. હજુ (સ્ટીમરો) ની આવ જા રાહ નથી

(લડાઈ) ને લીધે બજાર મંદ છે (માટે) હું (તૈયાર)

માલ લઈશ નહિ. તમે (છે) વટ શું કરવું તે લખશો

લી. તમારો

આ જાતના પત્ર ઉપર બાકોરાં વાળું પુઠું મુકવામાં આવે કે તરત 'મુંબઇ ૫૦ સ્ટીમરો લડાઇ માટે તૈયાર છે' એવો સંદેશો વંચાય.

(૪) ઘણીવાર વળી એવી ગોઠવણ કરી હોય છે કે આવેલા કાગળ પર ભૂમિતિનું અમુક નક્કી કરેલું ચિત્ર દોરવું. જે શબ્દો પર લીટીઓ એકબીજીને કાપે તે જ શબ્દો ખરા સંદેશાના સમજવા. જેમકે 'દિલ્હીમાં રમખાણ; હું કલકત્તે જાઉં છું.'




નીચેના ચિત્રમાં આ સંદેશાના શબ્દો પર જ લીટીઓ તથા વર્તુળ એકબીજાને કાપે છે. બાકીના ખાલી ભાગમાં બીજા શબ્દો ગોઠવી બનાવટી કાગળ લખી નાખવો વર્તુળ અને ચોરસ કયા માપનાં દોરવાં તે તો આગળથી નક્કી કરી રાખેલું હોય, એટલે સામો માણસ તેવી આકૃતિ દોરી કાઢી સંદેશો વાંચી લે. આ રીત વધુ સલામત ભરેલી છે. કેમકે પુઠાં દુશ્મનોના હાથમાં પકડાઇ જવાનો સંભવ પણ ખરો. જર્મનીએ આવી ભૂમિતિની અનેક રીતોનો પણ ઉપયોગ કરેલો.

(૫) સ્કાઉટોને માટે નીચેની એક રીત બહુ જ ઉપયોગી છે, કેમકે તેમાં કાગળ–પેન્સિલ સિવાય લીટા અને ટપકાં વતી અથવા સોટીઓ અને કાંકરા વતી જંગલમાં ગમે ત્યાં સંદેશા લખી શકાય છે.




આવા સંદેશા બહુ જ ટૂંકા જોઈએ અને ખુણાનાં ટપકાં મુકતાં તેના સ્થળ વિષે ખાસ ધ્યાન આપવું જોઈએ.




સંદેશા છુપાવવાની બીજી કેટલીક પરચુરણ રીતો:

(૧) લીંબુના ચોખ્ખા રસથી કે ડુંગળીના રસથી સંદેશો લખવો. એથી કાગળ ઉપર કાંઇપણ નીશાની રહેશે નહિ, પણ જ્યારે કાગળને સહેજ ગરમી આપવામાં આવશે ત્યારે અક્ષરો ચોખ્ખા વંચાશે. આવા સંદેશા લખવામાં ટાંકનો ઉપયોગ ન કરતાં બરૂની કલમનો ઉપયોગ કરવો. વળી આ સંદેશો તદ્દન કોરા કાગળ પર ન લખવો, પણ શાહીના લખેલા એકાદ પત્રની અંદર બબ્બે લીટીઓ વચ્ચે લખવો; જેથી કોઇને શક પડે નહિ. નહિતર કોરો કાગળ જોઇને કોઇ વહેમાઇને તેને ગરમ કરી જુએ તો સંદેશો પકડાઈ જાય.

(૨) મોરથુથુના પાણી વતી પણ લખી શકાય, તેના અક્ષરો ઍમોનિયાનો ધુમાડો આપવાથી વંચાય.

(૩) કોબાલ્ટ ક્લોરાઇડના પાણીથી લખી કાગળને ગરમી આપવાથી અક્ષરો ખીલી નીકળશે.

આ બધી યુક્તિઓ સંકટ સમયે તેમજ લડાઇને પ્રસંગે બહુ જ કામની છે.



# ખોખરાની ખીણમાં એક રાત

બરાબર યાદ નથી આવતું કે એક રાત ખોખરામાં ગાળવાનો વિચાર પ્રથમ અમને કેમ સ્ફુર્યો. પણ ઘણા લાંબા સમયથી ભાવનગરની નૈઋત્યે પંદર માઇલ છેટે આવેલ ખોખરાના પર્વતો અમને આકર્ષી રહ્યા હતા. અને નીચેનાં તાત્કાલિક કારણોથી તે આકર્ષણે ઘણું જ ઉગ્ર સ્વરૂપ પકડયું અને અમે ત્યાં ખેંચાયા.

એક અનુભવી શિકારીએ જણાવ્યું કે 'ખોખરે જાઓ તો એકબીજાથી જુદા ન પડશો; નહિતર ખોવાઇ જશો.' ત્યાંના એક સ્થાનિક અમલદારને પુછતાં તેમણે સ્પષ્ટ કહ્યું કે 'ખોખરાની ખીણમાં આવેલા માલનાથ મહાદેવનાં દર્શન માટે તેઓ ઘણીવાર ગયા છે; છતાં હજુ ભોમિયા સિવાય જવાનો તેઓ કદિ આગ્રહ રાખતા નથી.' અમારા એક મિત્ર માલનાથ જઇ આવેલા તેમને પુછતાં કહે કે 'સ્થળ બહુ સુંદર છે; પણ હું તો બંધ પાલાવાળા ગાડામાં ગએલો એટલે આંખે પાટા બાંધીને ગએલો કહેવાઉં.' ઉપરાંત ખોખરામાં અવારનવાર દીપડા દેખાય છે, એવી વાતો તો અમે બહુ યે સાંભળેલી. આ બધાંથી રોમાંચિત બની, માલેશ્વર મહાદેવમાં એક રાત કૅમ્પ નાખવા અમે વિચાર કર્યો, ભવિષ્યમાં કોઇપણ માણસ જો અમારી સલાહ પ્રમાણે જાય તો બીલકુલ ભુલો ન પડે

એટલા માટે માલનાથ મહાદેવ સુધીનો ઓખરાનો એવો નકશો દોરનાર સ્કાઉટને એક હોકાયંત્ર ઇનામ આપવાનું પણ અમે જાહેર કર્યું.

આગલી સાંજે મેં તથા મારા મિત્ર સ્કાઉટ માસ્તરે મુસાફરીની બધી તૈયારીઓ કરી રાખી. લઈ જવાનો સામાન સરખે ભાગે બાવીસ સ્કાઉટો વચ્ચે વહેંચી આપ્યો. બગલથેલીઓ તથા પાણીની બાટલીઓ ઉપરાંત જેમ બને તેમ ઓછો સામાન લેવા ભલામણ કરી. વખત જાણવા માટે ઘડિયાળો, દિશા જોવા માટે હોકાયંત્રો, ફોટા પાડવા માટે કૅમેરા તથા નકશા દોરવા માટે પૅડ સૌએ સાથે લીધાં, અને બીજે દિવસે સવારે અમારો કાફલો બરાબર સજ્જ થઇ ભંડારિયે જતી ટ્રેનમાં ભાવનગરથી વિજયની ગર્જના કરતો, અમેરિકા શોધવા જતા કોલંબસ જેવી તૈયારી સાથે, માલેશ્વર મહાદેવની શોધ માટે ઉપડ્યો! ભંડારિયા સ્ટેશનની પશ્ચિમે આ પર્વતોની હાર આવેલી છે. ટ્રેનમાં એક સાથી મુસાફરે તે હારો બતાવી કહ્યું કે 'ત્રણ ખીણમાંની વચલી ખીણ પકડશો અને તેની અંદર આવેલ એક નાનો ટેકરો ઓળંગશો એટલે માલનાથ મહાદેવ આવશે. તમારે એક ઘોળી નદી વટાવવી પડશે.' આટલી માહીતી પછી હવે કોઇને કાંઈ પુછવું જ નહિ, જાતે જ સ્થળ શોધી કાઢવું અને ભુલા ન પડીએ તેની પુરતી સાવચેતી રાખવી, આવા ત્રણ સંકલ્પો સાથે અમે ચોવીસ જણાએ બરાબર સવારના અગિયાર વાગે પર્વતની ધારો તરફ મુસાફરી શરૂ કરી. 'ત્રણમાંની વચલી ખીણમાં જવું' આ શબ્દો અમારા મગજમાં ઘુમતા હતા. પણ પાસે પહોંચતાં તો ડુંગર અમને ત્રણને બદલે તેર જેટલી ગાળીઓમાં વહેંચાએલો દેખાયો. હવે કયો માર્ગ પકડવો એનો વિચાર

થઇ પડયો. બધા ભુલા ન પડીએ અને સાચો માર્ગ જડે એટલા માટે અમે સ્કાઉટોને જુદીજુદી ગાળીઓમાં તપાસ માટે મોકલ્યા. થોડો સમય રાહ જોયા પછી સૌથી મોટી ખીણમાંથી સીટીનો અવાજ આવ્યો, અને ત્યાર પછી આગળ શોધમાં ગએલા બે સ્કાઉટોએ વાવટાના સંદેશાવતી અમને તે દિશામાં બોલાવ્યા. મહાદેવ જડવાના પુર ઉમંગમાં અમે ઉપડયા. એક ધાર ચઢયા ત્યાં તો દૂર લીલાં વૃક્ષોની એક સુંદર ઘટા દેખાઇ. બાજુમાં પાણીનું એક નાનું તળાવ પણ આવી રહ્યું હતું અને મહાદેવની ચોક્કસ નિશાનીરૂપ શ્વેત ગંગા ઉર્ફે ધોળી નદી પણ અમે નટાવી. આટલી સહેલાઇથી અમે આ અગમ્ય ગણાતું સ્થળ શોધી કાઢયું તેથી અમારા આનંદનું તો પુછવું જ શું ?

એક સુંદર વાવ, પાસે નદી, થોડે દૂર નાનું પાણીનું તળાવ, વડ અને પીપળોનો સુંદર છાંયો અને અમને ઘેરી વળતા હોય તેમ ચારે બાજુ આવી રહેલ પર્વતોથી આ સ્થળ ઘણું જ સુરમ્ય દેખાતું હતું. પણ મહાદેવ કયાં ?! આ પ્રશ્ને સૌને ચોંકાવ્યા. સૌએ આજુબાજુ શિવલિંગ શોધવા માંડયું પણ કાંઇ જ ન મળે ! આ સ્થળ મહાદેવવાળું નહિ એવી સૌની ખાતરી થઇ. ધોળી નદી, વચલી ગાળી, નાનો પર્વત, સુંદર લીલાં વૃક્ષો, પાણીની સગવડ : તે બધી નિશાનીઓ છતાં આ માલનાથ મહાદેવ નહિ એ વાત તો ચોક્કસ હતી. ત્યારે હવે ? કેટલાક ભાઇઓને ઘડીભર એમ પણ થઇ ગયું કે લાવો ભીમની માફક લોટકો ઉંધો વાળી આપણે જ માલનાથની સ્થાપના કરી લઇએ, પણ રહીએ તો અહીં જ !

આ મોટી ખીણમાં આવેલી બીજી બે પેટા ખીણોમાં વધુ તપાસ માટે ચાર સ્કાઉટોને રવાના કરી આ કાફલાએ

ત્યાં જ નાસ્તા તથા ચાની તૈયારી શરૂ કરી. કેટલાકે સ્કેચો દોર્યા, કેટલાકે ફોટા લીધા, કેટલાકે નકશાનાં પોઇન્ટ નોંધ્યાં ત્યાં બરાબર બપોરનો એક વાગ્યો; ચા તૈયાર થઈ અને મહાદેવની શોધમાં ગએલા ચારે સ્કાઉટો નિરાશ થઈ લોથપોથ આવી પહોંચ્યા. કહે કે 'આટલામાં દૂર સુધી ક્યાંયે લીલાં ઝાડો દેખાતાં જ નથી; એક ઉપર એક ડોકિયાં કરતાં પર્વતનાં ભુરાં શિખરો, છાતીસમું ઉંચું ઘાસ અને નાળાં સિવાય બીજું કાંઇ નજરે પડતું નથી.'

હવે શું કરવું? 'કોઇને પણ ન પુછવું' એ અમારો સંકલ્પ તોડીને પણ મહાદેવે તો જવું જ. એટલે હવે મહાદેવને બદલે 'કોઇ'ને શોધવાનું કામ ચાલ્યું. નસીબજોગે એક ઢોર ચારનાર મળી ગયો. તે કહે કે આ સામેની ખીણમાં

એક માઈલ ઉપર જ મહાદેવ છે. શોધમાં જનારા સ્કાઉટો કહે કે ત્યાં કાંઇ નથી. એટલે તે 'કોઇ'ને સાથે લેવાનું કર્યું અને બધા સંકલ્પને ઉંચે મુકી અમારી મંડળી આગળ ચાલી.

તડકો વધ્યો. ઉંચા નીચા ઢોળાવવાળા એક પછી એક પર્વતો આવવા લાગ્યા. નાસ્તો સારી રીતે લીધેલો એટલે તરશ તો કહે મારૂં કામ. સીધાં સામાનનાં પોટલાં પણ બહુ જ વસમાં પડવા લાગ્યાં. દોરવાળાની સાથે કેટલાક સ્કાઉટ આગળ નીકળી ગયા, ફોટા પાડવાને લોભે કેટલાક ઉંચે શિખરો પર ચડેલા તે જુદા પડી ગયા, અને સામાનનાં પોટલાં તથા નાના થાકેલા સ્કાઉટો સાથે અમે સૌની પાછળ રહ્યા. 'જુદા ન પડવું' એ સંકલ્પ પણ ક્યાં અદ્દશ્ય થઇ ગયો તેની ખબર જ ન પડી. પૅડ, કૅમેરા, હોકાયંત્ર, ઘડિયાળો વગેરે ક્યાં છુપાઈ ગયાં તે દૈવ જાણે! હારેલા લશ્કરની માફક ભંગાણ પડ્યું. ઝાડના થડમાંથી જેમ ડાળો, તેમાંથી નાની ડાળો અને તેમાંથી તીરખાં ફુટી નીકળે તેમ મોટી ખીણમાંથી નાની ખીણો અને તેમાંથી વળી વધુ નાની ખીણો, તે દરેકમાં એકેક પર્વત, અને બધાની આગળ થઇને વહેતી ધોળી નદી; આવી રીતે બોખરાની નજીવી ધારોએ અમારી સમક્ષ પ્રચંડ સ્વરૂપ ધારણ કર્યું. દરેક ગોપીને ભાગે એકેક કૃષ્ણ આવે તે માટે રાસક્રીડા વખતે કૃષ્ણે અનેક સ્વરૂપ ધારણ કર્યાં હતાં તે જ પ્રમાણે દરેક સ્કાઉટને ભાગે એકેક ખીણ આવે તેવું સ્વરૂપ બોખરાએ ધારણ કર્યું હોય એમ અમને તો લાગ્યું.

સુંવાળા સુકા ઘાસથી લપસણી બનેલી કેડી ઉપર થઇને પાછળ રહેલું અમારૂં મંડળ ધીમે ધીમે ખીચડી અને શાક સાથે આગળ ચાલતું હતું ત્યાં માથે પોટલું લઈ એક બાઇ



અમને મળી. અમારે હવે તેનો જ આશ્રય લેવો રહ્યો હતો. તે કહે કે તમે ઉંધે રસ્તે જાઓ છો; મહાદેવ તો પડખેની ખીણમાં છે. આ રસ્તો તો તમને ખોખરા ગામ લઇ જશે. 'ચાલો મારી સાથે; તમને મારગ બતાવું.' 'છુટા પડવું નહિ, કોઇને પુછવું નહિ અને જાતે જ બધું શોધવું.' એ ત્રિવિધ પ્રતિજ્ઞાવાળું અમારૂં મંડળ બાઇની પછવાડે ચાલ્યું. આ ઉપરથી મારો એક ઇંગ્લાંડ ગએલો મિત્ર વાત કરતો તે યાદ આવે છે. એ પોતે શરીરે બહુ જ નાનો. એકવાર દોડતી મોટરમાં ચડવા ગયો પણ ચડી ન શક્યો, એટલે એક પંજાદાર સ્ત્રીએ તેનો હાથ પકડી તેને અદ્ધર ઉઠાવી લીધો ! તે કહે કે 'મને એટલી

તો શરમ લાગી કે તેનું વર્ણન પણ ન થઇ શકે. સ્ત્રીને હાથનો ટેકો દઇ ચડાવવા બદલે તેના ટેકાથી ચડવું પડ્યું તે મને મરણ બરાબર લાગ્યું ! અમારી સ્થિતિ પણ અત્યારે તેવી જ થઇ.

એ બાઇની સાથે અમે થોડુંક ચાલ્યા હઇશું ત્યાં તો દૂરથી સ્કાઉટવ્હિસલ સંભળાઇ. પડખેની ખીણોમાંથી તેના પડઘા તેમ જ પ્રત્યુત્તર પણ સંભળાયા અને ઉત્તર તરફની એક ધાર તરફ અમે બધા ધસ્યા. ઉપર ચડીને જોઇએ તો નદીને તીરે લીલાં વૃક્ષોની સુંદર કુંજ અમે જોઇ. થાકેલા, તરસ્યા, ભારથી લથબથી ગએલા અમે તે વૃક્ષરાજિમાં પહોંચ્યા. ભાર ફેંકી દઇ, પાણી પી, તાજા થઇને જોઇએ, તો ત્યાં પણ માલેશ્વર મહાદેવ ન મળે ! ન મળે એકકે ગોળ પત્થર કે તેને પણ મહાદેવ ધારી મન મનાવી લઇએ ! અમને એમ થયું કે અમારા સ્કાઉટિંગની પરીક્ષા કરવા ખુદ મહાદેવજીએ સંતાકુકડીની રમત શરૂ કરી છે ! ફરી બે સ્કાઉટ તૈયાર થયા અને પાછી ફરતી એક નાની ખીણમાં આગળ શોધ માટે ઉપડ્યા. થોડી વારે ખબર લઇ તેઓ પાછા આવ્યા કે મહાદેવજીનું દહેરૂં બહુ જ પાસે છે. લબાચા ઉપાડી ટુકડી ફરી ઉપડી અને દસ મિનિટમાં તો પર્વતોની ઉંચી ઉંચી ધારોની વચ્ચે આવેલ શ્રી માલેશ્વર મહાદેવની સમીપમાં અમે જઇ પહોંચ્યા. કોઇ કહે કે આ દોરવાળાએ આપણને ઉંધે રસ્તે દોર્યા. મેં તેને ઠપકો આપતાં કહ્યું 'કુંભાર જેવો છે ! તને માલેશ્વરની ખબર નહોતી તો બતાવવા શા માટે આવ્યો ?' આ ઠપકાથી તેને માઠું ન લાગ્યું કેમકે પાછળથી અમને ખબર પડી કે તે જાતનો કુંભાર જ હતો !

બળતણની, રસોઇની તથા રાત માટે જગ્યા સાફસુફ કરવાની તૈયારીઓ થવા લાગી. જુદા પડી ગએલા ભેગા થઇને

પોતપોતાના અનુભવ એક બીજાને કહેતા હતા તથા પોતાની મુશ્કેલીઓ બીજાના કરતાં વિશેષ હતી તેમ પ્રતિપાદન કરતા હતા ! જોતજોતામાં રસોઇ તૈયાર થઇ, જગ્યા સાફ થઇ, પથારીઓ મુકરર થઇ અને આ ઉંડી ખીણમાં રાત્રિ સૌથી વહેલી ઢળી. આવા શ્રમ પછી ભુખનું તો પુછવું જ શું ? ખીચડી, શાક અને કોકમની કઢીનો જે સ્વાદ આવ્યો તેનું વર્ણન થઇ શકે તેમ નથી. રાતના આઠ વાગ્યે એક મોટો કૅમ્પ-ફાયર સળગાવી, ગાયનો, નાચો અને વાતોથી ખીણને ગજાવી મુકી. મોટા તાપથી તેમ જ અમારી બુમોથી ત્યાંના સ્થાનિક વતની, સાપ, વીંછી કે કોઇ જંગલી જનાવર બબ્બે માઇલ દૂર નાસી ગયાં હશે !

બધાની ચોકી માટે દર કલાકે બબ્બે જણનો પહેરો ગોઠવ્યો. અંધારી રાત સમસમાટ કરતી હતી, કયાંક કયાંક ઝાડો ઉપર ઠીક બેસવા મથતાં પક્ષીઓની પાંખોનો ફફડાટ સંભળાતો હતો. મહાદેવના દહેરામાં શિવનો સર્પ ગણપતિના વાહનો શોધતો હોય તેવો ખખડાટ થયા કરતો હતો, કૅમ્પ-ફાયરનાં ધુંધવાતાં લાકડાં વારંવાર સળગી ઉઠી સંત્રીના તથા ઝાડોના મોટા ઓળા ઉભા કરતા હતા અને તે ઓળાઓ ખીણના ગાઢ અંધકારમાં વિલીન થતા હતા.

આવી રાત્રિનો પહેરો તે સ્કાઉટોના જીવનની એક અમોલી લ્હાણ છે. સ્કાઉટો બાવીસ અને પહેરાના કલાક સાત, એટલે માત્ર ચૌદ જણને જ આ લ્હાવ મળ્યો; બાકીના આઠને તો પારાવાર કચવાટ રહ્યો.

જમીનના કઠણ બીછાના ઉપર રાત્રિ કયાં પસાર થઈ તેની ખબર જ ન રહી. સવારના ઠંડા પવને સર્વેને જાગ્રત



કર્યાં. ચા, રસોઇપાણી, લાકડાં કાપવાં ઇત્યાદિ કામોની ફરી વહેંચણી થઇ. બપોરના એક વાગ્યે ઉપડવાનું નક્કી થયું. બુલબુલ, સુગરી, દરજીપક્ષી તથા ભુંડ વગેરે જોયાં. ઘણા ફોટા લીધા. ખીણનો સ્કેચ દોર્યો. પાસેના ઉંચામાં ઉંચા પર્વત ઉપરથી સવારની સ્વચ્છ હવામાં એક બાજુ શેત્રુંજનાં શિખરો અને બીજી બાજુ ભાવનગરનું બોર તળાવ જોયાં અને તેમ કરતાં ભંડારિયાનો ટુંકો તેમ જ સરલ રસ્તો શોધી કાઢ્યો. આ રસ્તાનો નકશો દોર્યો, ઝાડો ઉપર ઉંડાં નિશાન કર્યાં, ફરી ભુલા ન પડાય માટે ખાસ યાદ રહે તેવી નિશાનીઓ શોધી લીધી, અને બીજી અનેક રમતો તથા પ્રવૃત્તિઓ કરી અમારો કાફલો બપોરના બે વાગ્યે ભંડારિયા આવી પહોંચ્યો અને ત્યાંથી ટ્રેનમાં ભાવનગર સહીસલામત આવ્યો.

મારા આ અનુભવની વાત કરી રહ્યો ત્યારે મારા પાડોશી

બ્રાહ્મણે પુછ્યું, 'પણ તમે ત્યાં જમ્યા શું ?' મેં કહ્યું 'ખાચડી શાક' ત્યારે તેણે નિસાસો મુકી મારી દયા ખાધી અને કહ્યું કે, 'આવા હેરાન થઇ રેલભાડું ખર્ચ્યું તેના કરતાં એટલા પૈસાના લાડુ કરી ઘેર ખાધા હોત તો કેવી મઝા પડત !' તેને હું મારા દિલનો અને તેનાથી વિશેષ કિશોર વયના રકા-ઉટોના દિલનો આનંદ કેવી રીતે સમજાવી શકું ?



# ખોરાકની પસંદગી

લાંબી મુસાફરીએ ગએલા, પર્વતોની ખીણોમાં અમુક સ્થળ શોધવા મથતા, અથવા સાઈકલ ઉપર લાંબી સફર કરતા સ્કાઉટોની વાતો સાંભળીએ છીએ ત્યારે એ વેળાના ખોરાક વિષે તો 'અમે તો ચા પીને ચલાવી લીધું.' 'ખીચડી ક્યાં રાંધવા બેસીએ? અમે તો ગાંઠિયા ખાઈ પાણી પી નભાવી લીધું.' એવા જ ઉદ્‌ગારો સાંભળીએ છીએ. અમને પણ બોખરામાં ભુલા પડ્યા અને જ્યારે ખીચડી શાકનાં પોટલાં વસમાં પડ્યાં ત્યારે એમ થઈ ગએલું કે કોઈ ખોરાકના તત્ત્વની ટીકડીઓ જો મળતી હોય, અને ટીકડી ખાધે આખો દિવસ તૃપ્તિ રહેતી હોય તો બોખરા તો શું પણ માઉન્ટ એવરેસ્ટ પણ સહેજે ચડી શકાય.

એક ભાઈ કહે, 'દરેકે બે ડબલરોટી સાથે લેવી; પછી ચા, ખાંડ, કન્ડેન્સ્ડ મિલ્ક અને માખણના ડબાનું વજન કાંઈ બહુ ન થાય. રસોઈમાં માત્ર ચા જ બનાવવી રહી. એટલે મોટો સમય રાંધવામાં ન જતાં, જોવાજાણવા અને નવુંનવું શીખવામાં રોકી શકાય' આ દરખાસ્ત પણ સ્કાઉટિંગની દૃષ્ટિએ વિચારવા જેવી છે. કારણકે હાલમાં તો મુસાફરીએ નીકળેલા સ્કાઉટોને ચાલવું અને રાંધી ખાવું એ બે મુખ્ય પ્રવૃત્તિમાં જ

પોતાનો મોંઘો વખત આપવો પડતો આપણે સાંભળીએ છીએ; અને મુસાફરીના ખરા લાભ મળતા નથી. અહીં એક વાત યાદ આવે છે.

બેએક વર્ષ ઉપર અમે દૂરથી એક સારા સ્કાઉટ–પેટ્રોલને ભાવનગરમાં આમંત્રેલું. ઘણું જ સુંદર પેટ્રોલ. ફર્સ્ટ એઇડમાં તો ખાસ પ્રવીણ. અમારા સ્કાઉટોને તેમની પાસેથી ઘણું જાણવાનું મળ્યું. પણ અમને એમ થયું કે તેઓ એક નાનો તંબુ નાખી બેએક દિવસ પાસેના બગીચામાં રહી, સ્કાઉટ જંગલમાં જીવન કેમ ગાળે તે પોતાની રહેણીકરણીથી બતાવી આપે તો તે તેમનાં ભાષણો અથવા પ્રયોગો કરતાં અમારા સ્કાઉટો ઉપર ચિર-સ્થાયી છાપ પાડી શકે. તેમણે કૅમ્પ–જીવન શરૂ કર્યું. અમે કેટલાક તેમની સાથે રહેવા ગયા. પણ સવારની ચા અને નાસ્તો, ત્યાર બાદ આવેલ શાકપાનની તૈયારી, ત્યાર પછી વિવિધ વાનીઓ વાળી રસોઈ, પછી જમણ અને અંતે વાસણ માંજવા, એટલામાં જ એમને સહેજે બે વાગે! ઘડીક વાત-ચીત અથવા આરામ કરે ત્યાં તો બપોરની ચા થાય અને તે પીતાંપીતાં સાંજે શું રસોઇ કરવી તેની ચર્ચા ચાલે. પછી તે ચર્ચાનું સ્થૂળ સ્વરૂપ રસોઇ તથા તે તૈયાર થયે ભોજન; તેમાંથી પરવારી સાફસુફ કરે ત્યાં તો કૅમ્પફાયર,—આ પ્રમાણે ઉપરા-ઉપરી જમવા સિવાય અમે બીજું કશું જોયું જ નહિ! એક બાજુ આ અને બીજી બાજુ 'ચા પી ચલાવી લીધું' તે એ બંને પ્રયોગો સ્કાઉટોને તો ન જ પરવડે.

એક અનુભવી સ્કાઉટરે મને એક વખત કહેલું કે 'એક સારૂં સફરજન જો ખાધું હોય તો શરીરને એક ટંક માટે પુરતો ખોરાક મળ્યો કહેવાય.' મારા એક મુંબઇગરા મિત્રે ટ્રેનમાં

કહેલું કે જો પાંચછ શીંગોડાં ખાધાં હોય તો સાંજ સુધી ભુખ ન જ લાગે.

આ બધા વિવેચનનો અર્થ એ છે કે આપણા શરીરને કયો ખોરાક કેટલા પ્રમાણમાં જોઇશે તેનું આપણું જ્ઞાન સહેજ વધુ વિગતવાર હોય તો આપણે નકામો ભાર ઉપાડી કચરા જેવો ખોરાક ન ખાઇએ: અથવા ન પચે તેવી તથા શરીર-યંત્રને બીનઉપયોગી ચીજો વડે હોજરી ન ભરીએ: અથવા ભાર ઉપાડવાને ભયે, શક્તિહીણ ખોરાક ખાઇ શરીરને વધુપડતું ઘસી પણ ન નાખીએ. હવે આપણે જોઇએ કે શરીરયંત્રને કેવા પ્રકારના ખોરાકની જરૂર છે.

શરીરને સુવ્યવસ્થિત રાખવા માટે ત્રણ પદાર્થની ખાસ જરૂર છે (૧) સ્ટાર્ચ–શક્તિમાટે (૨) પ્રોટેન–શરીરનાં બધાં અવયવોને ઘસાવા ન દેતાં તૈયાર રાખવા માટે (૩) ચરબી–હાલનચાલન સહેલાઇથી થઇ શકે અને ઘર્ષણ ન થાય તે માટે.

હવે આ તત્ત્વો કયા પ્રકારના ખોરાકમાં છે તે જોઇએ. એક કીલોગ્રામ પાણીને એક ડિગ્રી ગરમ કરવા સારૂ જેટલી ગરમી જોઇએ તેને એક કેલોરી ગરમી કહેવાય. આપણા શરીરને ચોવીસ કલાકમાં આવી ત્રણ હજાર કેલોરી ગરમી જોઇએ છે. આ ગરમી જેમ ઓછી તેમ શક્તિ પણ ઓછી. અને જ્યારે આ ગરમી અદૃશ્ય થાય ત્યારે મરણ કહેવાય.

પાણીને ગરમ રાખવા માટે જેમ બળતણની જરૂર છે, તેમ શરીરને ગરમ—સશક્ત રાખવા માટે ખોરાકની જરૂર છે. જે ખોરાક ઓછો ખાવા છતાં વધુ ગરમી પેદા કરી શકે તે જ પૌષ્ટિક ખોરાક ગણાય. નીચેના આંકડા ઉપરથી સ્પષ્ટ જોઇ શકાશે કે કયો ખોરાક કેટલી કેલોરી ગરમી પેદા કરી શકે છે.

| એક શેર | કેલોરી |
|---|---|
| દુધ | ૩૨૫ |
| માખણ | ૩૬૦૪ |
| ખાંડ | ૧૮૨૩ |
| ઘઉંનો લોટ | ૧૬૫૧ |
| જુવારનો લોટ | ૧૬૨૯ |
| ચોખા | ૧૬૩૧ |
| કઠોળ | ૧૬૨૬ |
| બટેટાં | ૪૦૦ |
| કેળાં | ૨૯૬ |
| કાંદા | ૧૧૬ |
| ભાજી | ૧૨૪ |

આ તો આપણે ખોરાકનું પૌષ્ટિક તત્ત્વ જોયું. પણ તે ઉપરથી એક માણસ માત્ર માખણ અથવા સાકર ખાઈ રહેવા માગે તો ન જ ચાલે. કેમકે આપણે આગળ જોઈ ગયા તેમ શરીરને માત્ર ગરમી આપે તેવા એક જ ખોરાકની જરૂર નથી. પણ તેને તો ગરમી આપે, શરીરના બધા ભાગોને બરાબર રાખે અને સાંધાઓમાં તેલ ઊંજે તેવા ત્રણ પ્રકારના ખોરાકની જરૂર છે. અને તે ત્રણે પ્રકારમાંથી થઈ કુલ ૩૦૦૦ કેલોરી ગરમી શરીરને મળવી જોઈએ. ટૂંકામાં, ખોરાક એવો હોવો જોઈએ કે જેમાં સ્ટાર્ચ, પ્રોટેન અને ચરબી ત્રણે હોય અને કુલ ત્રણ હજાર કેલોરી ગરમી ઉત્પન્ન કરે. આ ત્રણે તત્ત્વો જુદાજુદા પદાર્થોમાં કેવી રીતે વહેંચાએલાં છે તે નીચેના આંકડાઓથી વધુ સ્પષ્ટ થશે.

| ખોરાક | સ્ટાર્ચના ટકા | પ્રોટેનના ટકા | ચરબીના ટકા |
|---|---|---|---|
| સાકર | ૯૮ | ... | ... |
| ચોખા | ૭૯ | ... | ... |
| ઘઉંનો લોટ | ૭૫ | ૧૧ | ... |
| કઠોળ | ૬૦ | ૨૫ | ... |
| સુકો મેવો | ૬૫ | ૧૫ | ૪૫થી૬૦ |
| બટેટાં | ૧૯ | ... | ... |
| કેળાં | ૧૪ | ... | ... |
| તાજો મેવો | ૧૨ | ... | ... |
| દુધ | ૫ | ૩ | ૪ |
| માખણ | ... | ... | ૮૫ |
| ઘી | ... | ... | ૧૦૦ |
| તેલ | ... | ... | ૯૦ |

આ આંકડાઓ ઉપરથી સહેજે જણાશે કે દુધ સિવાય એવો એકકે ય ખોરાક નથી કે જેમાં ત્રણે તત્ત્વો હોય. છતાં ઝાઝા પ્રમાણમાં દુધ લેવામાં આવે તો જ શરીર સશક્ત રહે, કેમકે તેનું પૌષ્ટિક તત્ત્વ ઓછું છે. ઘઉંમાં સ્ટાર્ચ અને પ્રોટેન બંને સારા પ્રમાણમાં છે, અને એક શેર લોટ ૧૬૫૧ કેલોરી ગરમી પેદા કરે છે. માત્ર તેમાં ચરબી નથી. તે માખણ અથવા ઘી ખાવાથી મળી રહે. અને ઘી અથવા માખણનું પૌષ્ટિક તત્ત્વ ઘણું મોટું છે એટલે શરીરને જોઇતી ઉષ્મા બરાબર મળી રહે છે. મારો અનુભવ પણ ઉપરના આંકડાને મળતો જ છે. જો રોટલી અથવા બિસ્કિટને, ઘી અથવા માખણ, કે દુધ અથવા ચાની સાથે લેવામાં આવે તો શરીરયંત્ર હમેશને માટે સુવ્યવસ્થિત રહે. આંકડા એવા મળેલા છે કે એક માણસને ચોવીસ કલાકમાં એક શેર સ્ટાર્ચ, પાશેર પ્રોટેન અને પાંચ તોલા ચરબીની જરૂર છે.



# મહુવાનું સ્કાઉટ સંમેલન

## (ભાવનગર સ્ટેટ ઑાય સ્કાઉટ્સની બીજી રૅલી)

ગઇ તા. ૧૬મી એપ્રિલની સવારે મહુવાને પાદર વહેતી માલણ નદીના તટમાં આવેલા એક રમ્ય આંબાવાડિયામાં ભાવનગર સ્ટેટના બધા મહાલોમાંથી પસંદ કરેલા બસોએક સ્કાઉટોએ રૅલી માટે પડાવ નાખ્યો હતો. આંબાવાડિયાની પશ્ચિમમાં નદીનો પાતળો પડી ગએલો પ્રવાહ ધીમેધીમે વહન કરતો હતો અને સામી બાજુ પૂર્વ દિશાને ઢાંકી દેતી, ક્ષિતિજ-રેખા ઉપર તોરણ બાંધ્યા સરીખી ખજુરી અને નાળિયેરની ગીચ ઝાડી આવી રહી હતી. એક બાજુ હવાને જલસીકરથી ભરતો અરબી સમુદ્ર ગાજી રહ્યા હતો: બીજી બાજુ કાશ્મીરને પણ ભુલાવી દે તેવી હરિયાળી ભૂમિ અને આંબાવાડીઓ આવી રહી હતી. છતે ઉનાળે અને ખરે મધ્યાહ્નને પણ ત્યાં ગરમી જેવું તો કાંઇ જ ન હતું. ઉલટું, દરેક ટ્રુપને લખેલી યાદીમાં અમે ધ્યાન ખેંચ્યું હતું કે ‘અહીં ટાઢી બહુ જ પડે છે, ઉઘાડા આકાશ નીચે નદીમાં સુવાનું છે માટે સારૂં પાગરણ લાવવા ચુકશો નહિ.’

નિસર્ગ દેવતાનું સંપૂર્ણ આનંદઅમૃત પી શકાય એટલા માટે કમિટીએ તા. ૧૬-૧૭-૧૮ એપ્રિલ એવી તો પસંદ કરી હતી



કે જેમાં ચૈત્ર સુદી પુનમ આવે. બૉય સ્કાઉટ એસોસીએશનના ચેરમેનની ઑફિસ માટે આંબાવાડિયાને એક છેડે તંબુ ઉભો કરવામાં આવ્યો હતો. બાકી તો જુદાંજુદાં ટ્રુપોને આંબાની જુદીજુદી કુંજો વહેંચી આપવામાં આવી હતી. આંબા નીચે રહેવું, રાત્રે નદીના તટમાં સુવું, નદીમાં નહાવું, વીરડામાંથી પાણી પીવું, કાર્યક્રમમાં પહોંચી ન શકાય માટે ઉભા કરેલા એક રસોડે જમવું અને આજુબાજુના વિશાળ જંગલો તથા નદી અને સમુદ્રના તટો ઉપર શરતો અને રમતો ખતમ કરવી એ તા. ૧૬-૧૭-૧૮ એપ્રિલના ત્રણ દિવસના કાર્યક્રમના મુદ્દા હતા.

અજવાળી દુધ જેવી રાત્રિએ બસો પથારી નદીના તટમાં પડતી. એક બાજુ ખળખળ વહેતો માલણનો રૂપેરી પ્રવાહ સુતેલા કુમારોના અમિત પદનું પ્રક્ષાલન કરતો હોય તેમ વહેતો, અને બીજી બાજુ ઉંચે આકાશમાથી ચંદ્ર શીતળ કિરણો

પ્રસારી, અમિત કુમારોના ચહેરાઓને માતાના વાત્સલ્ય સમું મીઠું આલિંગન આપતો હોય તેમ ભાન કરાવતો; એક બાજુ ધુંધવાતા કૅમ્પ–ફાયરના ભડકા શ્યામ વૃક્ષરાજિમાં અવાર-નવાર પ્રકાશ ફેંકી અંદર શું છે તે જોવા મથતા, બીજી બાજુ સંત્રી–પહેરો ભરતા કુમારો આ બધાની જોખમદારી પોતાને શિર છે તેવા ખ્યાલથી કલાકે કલાકની 'ઑલ વેલ' બોલાવતા;—આ દૃશ્ય જોઇ કોઇ પણ વાલી કે માબાપનું હૃદય આનંદના ઉભરાથી છલકાયા સિવાય રહી શકે નહિ.

આ ઉભરાતા બાલસંઘને જોઇ જાણે એમ જ લાગે કે આ માલણ નદીનો પ્રવાહ નથી, પણ કિશોર કુમારોના ઉત્સાહની રેલમછેલ છે. મહુવાની સામી બાજુ એક આદર્શ નાનું જુવાન મહુવા વસી ગયું હોય, ખાખી કપડામાં જાણે એક નાનુંસુનું લશ્કર આવી પડ્યું હોય. માનસિક અને શારીરિક સ્ફૂર્તિ જાણે સ્થૂલ સ્વરૂપ લઇ લોકો સમક્ષ હાજર થઇ હોય, સેવા અને સ્વાશ્રયનો જાણે કોઇ પદાર્થપાઠ આપી રહ્યું હોય. તેવાં કંઇ-કંઇ અનેરાં સ્વપ્નો અને ચિત્રો ખડાં થયાં હતાં.

આઠનવ વર્ષની ઉમરના 'કબ્સ'થી માંડીને વીસ વર્ષ સુધીના 'રોવરો' આ રૅલીમાં ભાગ લેવા આવ્યા હતા. મા-બાપની શીળી છાયામાંથી કદિ બહાર નહિ નીસરેલ, ગાડી-ઘોડા સિવાય કદિ નહિ ફરેલ, પોતાનું બધું કામ નોકરથી કરાવવા ટેવાએલ નાનાં 'કબ્સ' જ્યારે આંબા નીચે પોતાનું બધું કામ હાથે કરી બહુ જ આનંદથી રહેતા જણાતા, ત્યારે સ્કાઉટિંગ સ્વાશ્રય કેમ શીખવી શકે તેનો સ્પષ્ટ ખ્યાલ મને આવતો. અને તેવી જ રીતે એસોસીએશનના વૃદ્ધ સભ્યોને કટિબદ્ધ થઇ, કેમ્પમાં જ રહી સ્કાઉટો જેટલી જ સગવડ

भोगवी, बधो कार्यक्रम फतेह करवा दोडादोडी करता निहाळीने एम ज थतुं के 'शुं स्काउटिंगथी माणुस फरी जुवान थता हशे!' अने साची ज वात छे के स्काउटिंगने लीधे शरीरथी तो कदाच नहि पण मनथी तो माणुस अवश्य जुवान बने छे.

त्यां कईकई रमतो रमाडी अने शो शो कार्यक्रम खतम कर्यो तेनी विगत के कयाकया महालोनां कुपो कइकइ सरतो जीती गयां तेना आंकडानी अहीं जरूर नथी. कॅम्प फायर फरता बे दिवस केवाकेवा जलसा, प्रहसन, गायन, विनोद कर्यां; रानमां फरी नाळियेरनां पाणी केवां पीधां तथा पगीरू काढतां भुला केवा पडया ए बधानो अवर्णनीय आनंद अहीं आलेखी शकातो होत तो केवुं सारूं!

ता. १६मीनी सवारे बसो स्काउटो चारचारनी हारमां 'मार्च करता' सरखा पोषाकमां रंगबेरंगी गळाना रूमाल (स्कार्फ) तथा वागतां बॅन्ड साथे शहेरमांथी पसार थया ए दृश्य तो अतिशय सुंदर हतुं. आवा दृश्यनी असर गामना बालजीवन पर केटली थाय छे अने तेमना अंतरमां ए केवी आकांक्षाओ ने उत्साह पुरे छे ते तो अनुभवीओ सारी रीते जाणे छे.

बधी रमतोमां कोई रमते खास ध्यान खेंच्युं होय तो ते 'सबमिट' Submitनी रमत हती. आ रमतने गामडांमां 'भमची कुंडुं' नामथी ओळखवामां आवे छे. आ आपणी ज रमत छे. हुं मारा गाममां घणां वर्षो सुधी रमेलो. ते रमत में ज्यारे अमुक सुधारा साथे दाखल करी त्यारे स्काउटो तेम ज स्काउटरोमां बहु ज मान पामी. 'रग्बी फुटबॉल' बहु ज मरदानगीनी रमत गणाय छे; पण जे जे यूरोपियन खेलाडीए



આ રમત રમાતી જોઈ છે તેણે કહ્યું છે કે 'આ રમત ઘણી સરસ છે. શા માટે તમે સર રૉબર્ટ બેડન પૉવેલને નથી લખી મોકલતા?' મતલબ કે રમનારનાં શરીરબળ, ચપળતા અને હીમતને પુરેપુરાં કેળવનારી એ રમત છે.

મહુવાની પ્રજાને સ્કાઉટિંગના જે કેટલાક સુંદર પ્રયોગો કરી બતાવ્યા તેની અસર પ્રજા પર ઘણી થઈ. ફર્સ્ટ ભાવનગર ટ્રુપની 'ફર્સ્ટ–એડ–ડ્રિલ', ફર્સ્ટ સનાતન ટ્રુપની 'ફાયર–બ્રીગેડ–ડ્રિલ' અને શીહોર ટ્રુપના દાંડિયા રાસ ખાસ ધ્યાન ખેંચે તેવા હતા. ઉપરાંત બૅન્ડ સાથે ડ્રિલ, સ્ટાફ–ડ્રિલ, પીરેમીડ–ફોર્મેશન તથા સ્કિપિંગ કાંઇ ઓછાં સુંદર ન હતાં.

પ્રામાણિક હરીફાઇમાં જ્યારે ઇનામનો લોભ દાખલ થાય છે ત્યારે રમત કરતા હારજીતની કીમત વધી પડતી ઘણી વાર

જણાઈ છે. અમુક ઇનામ ન મળે તો પારાવાર કચવાટ અને કેટલીક વાર તો બીજાના ન્યાય સામે તકરાર અથવા આક્ષેપ કરવાની હદ સુધી પણ આપણે જતા રહીએ છીએ, અને ટ્રુપો વચ્ચેનો ભ્રાતૃભાવ અદશ્ય થઈ તેનું સ્થાન ઇર્ષ્યા લે છે. આ દૂર કરવા માટે આ રેલી વખતે નીચે પ્રમાણે વ્યવસ્થા રાખી હતી. જેનો ન્યાય અપાવો કઠિન તેવાં ઈનામો (જેમ કે 'સારી રીતભાત અને ચપળતા માટેનું ઇનામ') અમે આ વર્ષને માટે દૂર કર્યાં. ત્રણ દિવસના કૅમ્પિંગના ટૂંક સમયમાં સારી રીતભાત અને ચપળતા નક્કી કરવાં તે સહેલ નથી. તેનો નિર્ણય તો સ્કાઉટોના હમેશના પરિચયમાં રહેનાર, તેમને અંગત રીતે જાણનાર, તેમની આખા વર્ષની પ્રવૃત્તિને પુરેપુરી પીછાનનાર કોઇ નિષ્પક્ષપાત વ્યક્તિ જ કરી શકે. બીજું એ કે, ઇનામો તો દરેક સરતનાં રાખ્યાં જ હતાં, પણ જુદાજુદા ટ્રુપની જુદીજુદી જરૂરિયાત પ્રમાણે કોને શું આપવું તે બધા સ્કાઉટમાસ્તરોએ આગળથી મળી નક્કી કરી રાખ્યું હતું. દાખલા તરીકે કોઇ ગામડાના ટ્રુપને બગલથેલા અને વૉટર બૉટલની જરૂર હોય ને તેની કીમત ઘણી મોટી હોય, અને તે શરતમાં પ્રથમ ન આવી શકતાં બીજે નંબરે આવ્યું હોય તો તે ઇનામ તેને જ આપવું, —કીમત સામું ન જોવું. આમ કરવાથી અમારાં બીજાં ઈનામ પહેલાં ઇનામ કરતાં ઘણી વાર મોટી કીમતનાં હતાં; પણ કોઇ તે મન પર લાવ્યું નથી.

એક સારી હરીફાઈમાં પ્રથમ આવનાર ટ્રુપે માત્ર બાર આનાની કીમતનું ઇનામ ઘણી જ ખુશીથી સ્વીકારી પંદર રૂપિયાનું ઈનામ પોતાનાથી બીજે નંબર આવનારને આપ્યું હતું. આ વ્યવસ્થાથી ભ્રાતૃભાવ વધે છે અને ઉલટું હરીફાઇની કટા-

કરી બીલકુલ ઓછી થતી નથી. ભવિષ્યની રૅલીઓમાં આ પ્રયોગ કરી જોવા જેવો છે.

આટલું જ લખીને બંધ કરીએ તો કદાચ એમ ગણાય કે મહુવા રૅલી સર્વ રીતે પૂર્ણ હતી. પણ ના; અહીં પણ અપૂર્ણતાઓ હતી જ. અણધારેલી મુસીબતો આવવાથી, ધાર્યા કરતાં વિશેષ સમય અમુક રમતો લેતી હોવાથી, રમત રમાડવાના કાંઇક અમારા દોષથી, નક્કી કરેલ કલાક અને મિનિટ પ્રમાણે કાર્યક્રમ ન જ ચાલતો. કોઇક વાર નહાવાનું મોડું થાય, તો કોઇક વાર ખાવાનું મોડું થાય, તો વળી બીજે વખતે રાત્રે સુવાનું મોડું થાય. આવાંઆવાં કાંઇકાંઇ વિઘ્નોથી નક્કી કરેલ કાર્યક્રમ પુરો કરી શકાયો નહોતો અને બેત્રણ બાબતો છોડી દેવી પડી હતી. સર પટ્ટણી સાહેબ જેવાએ આપેલી સતત હાજરીથી, તથા સ્કાઉટો માટે સ્ટેટે ખાસ ટ્રેનની કરી આપેલી સગવડથી સ્કાઉટોના ઉત્સાહમાં ઘણો વધારો થયો હતો અને તેની સારી અસર થએલા કામ પર સ્પષ્ટ જણાતી હતી.



ભાવનગર બૉ. સ્કા. એસોસીએશનના ઑન. સેક્રે. શ્રી ગોપાળજી ઠક્કર



# ભૂતિયો ઓરડો

કુમાર કૉલેજમાં આજે રામનવમીની રજા છે. આખો દિવસ રમતગમતમાં ગાળી થાકી ગએલા વિદ્યાર્થીઓ વાતો કરતા કૉલેજના ચોકમાં બેઠા છે અને સાંજના જમવાના ઘંટની રાહ જુએ છે. તે વખતે એક બારેક વર્ષનો કુંવર કૉલેજના એક ઉઘાડા કલાસમાં પાટલી પર બેસી પત્ર લખવા પ્રયત્ન કરે છે અને બીજા બે કુંવરો તે જ કલાસના પગથિયા પર બેઠાબેઠા કાગળની ગોળીઓ વાળી આજુબાજુ તેના ઘા કરે છે. ઘણા વિચાર પછી મોઢાના ખડિયામાં બોળેલી પેન્સિલ બહાર કાઢી પાટલી પર બેઠેલા કુંવરે પત્ર લખવો શરૂ કર્યો:

વ્હાલા પિતાજી,

પંદર દિવસથી પત્ર લખી નથી શકયો, કારણકે પેલા ઢીચકા માસ્તર ઘણું જ હોમવર્ક લખવાનું આપે છે: અને પછી બીલકુલ વખત રહેતો નથી. આવતી કાલે ગામના સ્કુલ સાથે અમારે મૅચ છે. મોટાભાઇ ઘણું જ સારૂં રમશે તેમ સૌ આશા રાખે છે. આઠ દિવસ પછી અમારી શરતો છે તેમાં હું સો વાર દોડવાનો છું.

એવામાં એકાએક કાગળની ગોળી તેના કપાળ પર વાગી. ‘ અલ્યા કોણે માર્યું? જરા કાગળ તો લખવા દો. ’ એમ બોલી આગળ કાગળ લખવો શરૂ કર્યો ત્યાં તો બીજી ગોળી આવી

પેન્સિલને વાગી અને કાગળમાં લીટો થયો.

'મારી બધી મહેનત પાણીમાં ગઈ. મારો કાગળ બગાડ્યો. લગાર વિચાર તો રાખો.' એમ બોલતાંબોલતાં તેણે પગથિયા પર બેઠેલા પેલા બે કુંવરો સામું જોયું. તેમાંના એકનું નામ નિપુણ હતું અને બીજાનું પ્રવીણ. તેઓ તેના દોસ્ત હતા, ક્લાસમાં સાથે હતા અને તેમને રહેવાના ઓરડા દક્ષિણ દિશા તરફના નિવાસગૃહના ઉપરના ભાગ પર પાસેપાસે જ હતા.

'ઓહોહો, મોટા કાગળ લખવાવાળા થઇ ગયા! અમારી વાત તો બીલકુલ સાંભળતો જ નથી.' નિપુણ બોલ્યો: 'હું પ્રવીણને કહું છું કે તું ભૂતને બીલકુલ માનતો જ નથી; તે કહે છે કે તું માને છે. બોલ શું કહે છે?'

'મારા બાપુને પત્ર લખું છું. હું ભૂતને માનું છું કે નહિ તેની તમારે શી પંચાત? નીરાંતે પત્ર તો લખવા દો.' કુમારે ચોડાઇને કહ્યું. એનું નામ તો હતું પ્રતાપસિંહ, પણ બધા તેને કુમાર કહીને બોલાવતા.

'કાગળ પછી; પહેલાં અમારો જવાબ આપ. અમારે તે બાબત પર શરત થઇ છે. જવાબ દે, નહિતર કાગળ ફાડી નાખીશ.' બોલતો નિપુણ ઉભો થયો. કુમાર ગભરાયો. તેને અરધો લખેલો કાગળ ફાટી જવાની ધાસ્તી લાગી. તે એકદમ બોલ્યો, 'હું ભૂતને માનતો નથી. તેવી કાંઈ ચીજ છે જ નહિ.'

પ્રવીણ કહે, 'બહુ સારૂ, ચાલ; તેં અમૃતસિંહના ભૂતની વાત સાંભળી છે?'

'ના.'

'ત્યારે સાંભળ. આ કૉલેજનું મકાન તે મહારાજા અમૃતસિંહનો બંગલો હતો. તેઓ ૧૮૫૭ના બળવામાં નાના સાહેબ

અને તાત્યા ટોપી ભેગા જોડાયા હતા. દિલ્હીનો ઘેરો ઘાલવા જતાં તે ત્યાં મરાયા અને આ શહેર સરકારે હાથ કર્યું. તે બિનવારસ હતા તેથી તેમનું રાજ્ય ખાલસા કર્યું. એમ કહેવાય છે કે તે લડાઇમાં ગયા ત્યારે તેમને પરણ્યે માત્ર નવ જ દિવસ થયા હતા. જતાંજતાં તેમણે પોતાની રાણીને વચન આપેલું કે હું તને જરૂર ફરી મળીશ. પણ યુદ્ધમાં તેઓ મરાયા ને એ વાત સાંભળી તેમનાં રાણીએ આત્મહત્યા કરી. પણ વાત એમ ચાલે છે કે તેઓ વરસમાં એક વખત પોતાની સ્ત્રીને મળવા અહીં આવે છે ને આ જ ઓરડામાં તેમનું ભૂત દેખાય છે.'

વાતમાં રસ પડવાથી કુમારે પુછ્યું, 'અહીં શા માટે દેખાય છે? અને કયે દહાડે દેખાય છે?'

'આ કૉલેજનું મકાન તે જ તેમનો રાજમહેલ હતો. પણ સરકારે જ્યારે તેમનું રાજ્ય ખાલસા કર્યું ત્યારે આ મહેલ કુમાર-કૉલેજ કરવા માટે આપી દીધો. વળી આપણા કલાસ જ્યાં બેસે છે ત્યાં જ તેમનાં રાણી રહેતાં, અને તે રામનવમીને દિવસે મરી ગયાં તેથી ભૂત દર રામનવમીએ રાતના બાર વાગ્યે દેખાય છે. આજ રામનવમી છે. અત્યારે સાંજના છ વાગ્યા છે, એટલે છ કલાક પછી ભૂત અહીં દેખાવાનું. હવે તું જો ભૂતને માનતો નથી અને બીતો પણ નથી તો આજ રાતના બાર વાગ્યે અહીં આવી તપાસ કરી અમને ખબર આપ કે આ દંતકથા સાચી છે કે જુઠી.' વાત બરાબર સ્પષ્ટ કરી પ્રવીણે પ્રશ્ન મૂક્યો.

'હું શું કામ તપાસ કરૂં?' કુમારે તરત જવાબ આપ્યો. તેના મનમાં હવે ખરેખર ડર પેઠો.

'કેમ? કાંઈ બીતો હોય તેમ લાગે છે. તો કબુલ કર કે

તું ડરે છે.' પ્રવીણે કહ્યું.

'હું ડરતો નથી, પણ મારા મોટાભાઇને ખબર પડે કે હું રાતના બાર વાગ્યે રખડતો હતો, અથવા અચાનક પ્રિન્સિપાલ સાહેબ જોઇ જાય તો મારી શી વલે ?' કુમારે કારણ ગોઠવ્યાં.

'એ તો બધાં બહાનાં છે. જો તું ભૂતની ખબર લાવે તો મારે તને માગે તેટલો આઇસક્રીમ ખવડાવવો; અને તું ડરે ને ન જાય તો તારે મને ખવડાવવો. નહિતર કર કબુલ કે ડરે છે.' પ્રવીણે આગ્રહ કર્યો.

આ બેની સમક્ષ પોતે ડરે છે એવી વાત કોઇ પણ કાળે કુમાર કબુલ કરે તેમ ન હતો, એટલે છેવટે તેણે ભૂતની તપાસ કરવાનું માથે લીધું.

રાતના બાર વાગ્યે તે જાય છે કે નહિ તે તપાસવાનું કામ નિપુણે માથે લીધું, કેમકે તેનો ઓરડો કુમારની પાસે જ હતો. અને તે ઓરડામાં ગયો છે કે નહિ તેની ખાતરી માટે પ્રવીણે પોતાનું એક ભાંગેલું ચપ્પુ ભૂતવાળા ઓરડાની બારીમાં મુકવું અને કુમારે તે રાત્રે જઇને લઇ આવવું એમ બધો કાર્યક્રમ નક્કી થયો.

રાત પડી. વાળુ થઇ રહ્યાં. બધા કુમારો આવતા દિવસના પાઠ તૈયાર કરવામાં પડ્યા હતા, ત્યારે આ ત્રણ કુમારો પોતપોતાના મનમાં રાતના બાર વાગ્યાના વિચાર કરતા હતા. રાતના નવ વાગ્યે કુમાર પોતાની ચોપડીઓ ગોઠવી સુવાની તૈયારી કરતો હતો એવામાં નિપુણે બીજા દિવસનું લેસન પુછવાને બહાને આવી છાનામાના ખબર આપ્યા કે પ્રવીણે બારીની અંદર ચપ્પુ ગોઠવ્યું છે. દસ વાગ્યા, બત્તી ઓલવી નાખવાનો ઘંટ વાગ્યો અને બધે શાંતિ પ્રસરી રહી. આખા

દિવસની રમત અને તોફાનથી થાકી ગએલા વિદ્યાર્થીઓ ઘસઘસાટ ઉંઘ લેવા માંડયા. માત્ર કુમાર, નિપુણ અને પ્રવીણ પોતપોતાના પલંગમાં જાગતા પડેલા હતા અને બાર વાગ્યાની રાહ જોતા હતા.

કૉલેજના મકાનનો આકાર ચોરસની ત્રણ બાજુ જેવો હતો. ચોથી ઉઘાડી બાજુ તરફથી કૉલેજમાં દાખલ થવાનું મુખ્ય દ્વાર પૂર્વ તરફ હતું. વચલા ચોગાનની અંદર એક નાનો સરખો બગીચો ઉગાડવામાં આવ્યો હતો. વચલી બાજુ અસલી




રાજમહેલ હોઈ ઘણી જ રૂઆબદાર હતી. તેના ઉપર બે માળ હતા. ચાર બાજુ ચાર બુરજ હતા અને વચલા બુરજ ઉપર ઘડિયાળ ગોઠવવામાં આવ્યું હતું. તેને અડીને બંને બાજુએ ઉત્તર દક્ષિણ દિશા તરફ બે નિવાસગૃહો બાંધવામાં આવ્યાં હતાં ને તેમાં જુદાજુદા રજવાડાના કુંવરો રહી શકે માટે જુદાજુદા ઓરડા ઉતારી ઘણો જ સારો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. આ કૉલેજ માત્ર સારા ગીરાસદારો અને રાજારજવાડા માટે

બનાવવામાં આવી હતી અને તેના પ્રિન્સિપાલ ડૉ. ફ્રેઝર હતા.

કુમાર પોતાના ભાઇ દિલીપસિંહ સાથે દક્ષિણ નિવાસ-ગૃહમાં રહેતો હતો. દિલીપસિંહ અભ્યાસ તેમજ રમતોમાં ઘણા જ પ્રવીણ હતા અને કૉલેજના બધા વિદ્યાર્થી તેને ચાહતા. પણ આ બધા કરતાં કુમારનો મોટાભાઈ પ્રત્યેનો પ્રેમ અનન્ય હતો. દિલીપસિંહથી કોઈ વધુ શ્રેષ્ઠ હોય તેમ કુમાર કદિ માની શકતો નહિ, અને પરિણામે મોટાભાઇની આમન્યા અને આજ્ઞા તે બહુ જ પાળતો.

ટાવરમાં અગિયારના ટકોરા વાગ્યા. આખી કૉલેજમાં સુનકાર છાઇ રહ્યો હતો. માત્ર ત્રણ કુંવરો બારના ટકોરાની રાહ જોતા હતા. કુમારનું મનોબળ તેની ઉમરના પ્રમાણમાં વિશેષ હતું. પ્રથમ તો તે પોતે માથે લીધેલા સાહસથી ડર્યો, પણ હવે ક્ષત્રિયોને સહજ હીમત તેનામાં આવી ગઇ હતી. ટાવરમાંથી બારના ટકોરા જેસલમેર રણકી રહ્યા, એવામાં કુમારને કોઈ પોતાના પલંગ પાસે આવ્યું હોય એમ લાગ્યું.

'કેમ કુમાર, જાગે છે કે ? બાર વાગ્યા; હવે જા.' નિપુણે નીચા વળી ધીમેથી કુમારના કાનમાં કહ્યું.

તરત કુમાર પલંગમાંથી ધીમે રહી બહાર નીકળ્યો. નિપુણ તેને વળાવી પોતાના ઓરડામાં જઇ તેના પાછા આવ્યાની રાહ જોતો બેઠો. કુમારને જ્યાંથી ચપ્પુ લાવવું હતું તે ક્લાસ કૉલેજને બીજે છેડે હતો એટલે તેને આખી કૉલેજ પસાર કરવાની હતી. ઉઘાડે પગે ધીમેધીમે તે દાદરો ઉતરી કૉલેજની લાંબી કમાનો વાળી ગજારમાં ઉતાવળે પગલે ચાલવા લાગ્યો. ચંદ્ર પશ્ચિમમાં સહેજ નમેલો હોઈ ચોગાનમાં તેમજ ગજારમાં અંધારૂં પડતું હતું. માત્ર પશ્ચિમ દિશા તરફની બારીઓના કાચમાંથી

અરધા ચંદ્રનો થોડોથોડો પ્રકાશ કલાસના ઓરડામાં દાખલ થઇ કાળાધોળા પડછાયા પાડી દેખાવ ભયંકર બનાવતો હતો.

કોઇક પાછળ આવે છે તેવાં પગલાંનો અવાજ સાંભળી કુમાર એકદમ ચમકયો! મને કોઇ જોઇ ગયું? મોટાભાઇ પાછળ આવતા હશે? પ્રિન્સિપાલ સાહેબ તો નહિ હોય? કે અમૃતસિંહનું ભૂત પાછળ આવતું હશે? આવા વિચાર ઝડપથી પસાર થઇ ગયા. છેલ્લા વિચારે તો કુમારને પરસેવો વળી ગયો. પગલાં વધુવધુ સ્પષ્ટ સંભળાવા લાગ્યાં; સાથેસાથે કાંઇક ખખડાટ પણ સંભળાયો. કુમાર બહુ જ બીનો. એકદમ દોટ મુકી પેલા ચપ્પુવાળા કલાસમાં સંતાઇ શું થાય છે તે જોવું એવો વિચાર કરી તે દોડ્યો અને કલાસના બાંકડા નીચે સંતાઇ ગયો. બીકથી તેના દાંત કડકડતા હતા અને તે આખો ધ્રુજતો હતો. પગલાં સ્પષ્ટ અને સ્પષ્ટ સંભળાવા લાગ્યાં અને થોડી-વારમાં તો તે સંતાયો હતો તે જ કલાસમાં કોઇ દાખલ થયું!

કાચમાંથી ચંદ્રનો ઝાંખો પ્રકાશ આવતો હતો. તેના અજ-વાળામાં કુમારે સફેદ કપડાંવાળું એક ધડ જોયું! પોતે બાંકડા નીચે સંતાયો હતો તેથી દાખલ થનારનો ઉપલો ભાગ જોઇ શકયો નહિ. સાથેસાથે તેણે કાંઇક ખખડાટ પણ સાંભળ્યો. નક્કી અમૃતસિંહનું ભૂત, એવી તેના દિલે સાક્ષી પુરી અને બીકથી તે આંખો મીચી ગયો!

એકાદ મિનિટ થઇ હશે ત્યાં કંઇક અવાજ થયો. ઓરડામાં અજવાળું થએલું લાગ્યું અને ઓરડાની હવા એકદમ ઠંડી થતાં કુમારનાં ગાત્ર સહેજ કંપ્યાં. તેણે આંખ ઉઘાડી જોયું તો ચપ્પુવાળી બારી ખુલ્લી હતી અને તેમાંથી ઠંડી હવા આવતી હતી. ચંદ્રના પ્રકાશથી ઓરડામાં કોઇ નથી તેમ ચોખ્ખું દેખાતું

હતું. કુમાર એકદમ પાટલી નીચેથી નીકળ્યો. આટલે સુધી આવ્યા પછી ચપ્પુ લીધા વિના જવું તે તેને શરમાવનારૂં લાગ્યું. એક જ ઝપાટે ઉઘાડી બારીમાંથી ચપ્પુ ઉઠાવી તે પોતાના નિવાસગૃહ તરફ દોડ્યો.

તેણે મનમાં ગાંઠ વાળી કે ભૂતની વાત કોઇને ન કહેવી; નહિતર પ્રવીણ ને નિપુણ રોજ ખીજવશે. અને કદાચ વાત બહાર પડે તો શિક્ષા પણ થાય. તે આવીને ચુપચુપ પથારીમાં પેસી ગયો. તેનું આખું શરીર ધ્રુજતું હતું ને દાંત કડકડતા હતા.

નિપુણે તેના ખાટલા પાસે આવી પુછ્યું, 'કાં, શું થયું? વાર કેમ લાગી ? ભૂત જોયું ?'

કુમારે તેને ચપ્પુ આપતાં કહ્યું, 'આ લે; પ્રવીણને કહેજે કે તે હાર્યો છે. તેણે આપણને આઇસક્રીમ ખવડાવવાનો છે.'

આજે ડૉ. ફ્રેઝરે બધા વિદ્યાર્થીઓને કૉલેજના સભામંડપમાં સવારના નવ વાગ્યામાં એકત્ર થવાનું ફરમાન કાઢ્યું છે. સવારના આઠ વાગ્યે કૉલેજના બધા શિક્ષકો તેમજ કેટલાક અગ્રગણ્ય વિદ્યાર્થીઓ પ્રિન્સિપાલ સાહેબના ખાનગી ઓરડામાં ભેગા થયા હતા. આજુબાજુ, ઓરડાના ખુણામાં, ચોગાનમાં, બાંચામાં તેમજ ગજારના થાંભલાઓ પાસે વિદ્યાર્થીઓનાં ટોળાં ભેગાં મળી ગુપચુપ કાંઇક વાતો કરતા હતા. કૉલેજમાં કાંઈ પણ ગંભીર બનાવ બન્યો છે એમ સર્વને લાગતું હતું. નવ વાગ્યાનો ઘંટ થતાં બધા સભામંડપમાં ભેગા થયા. ડૉ. ફ્રેઝર બોલવા ઉભા થતાં બધે શાંતિ પ્રસરી રહી.

'વિદ્યાર્થીઓ ! આજે તમને એક ઘણી જ ગંભીર બીના જાહેર કરવા બોલાવ્યા છે. તમે જાણો છો કે રત્નનગરના

ના૦ મહારાજા આપણી કૉલેજમાં એક વખત વિદ્યાર્થી હતા. તેમણે થોડા જ વખત ઉપર એક સારી કીંમતનો રૂપાનો કપ કૉલેજને ભેટ કર્યો છે,—એવી શરતે કે એક માઇલની દોડમાં જે પ્રથમ આવે તેને તે પ્યાલો એમના તરફથી ભેટ આપવો. આ પ્યાલો આપણા કૅપ્ટન અજીતસિંહના ઓરડામાં તેમના કબાટ ઉપર રાખવામાં આવ્યો હતો. ગઈ કાલ સાંજ સુધી તો આપણામાંના ઘણા વિદ્યાર્થીઓ તેમજ કેટલાક શિક્ષકો તે પ્યાલો જોવા ગયા હતા. આજ સવારમાં તે પ્યાલો એકાએક ગુમ થએલો માલુમ પડ્યો છે. પ્રથમ તો અમે એમ માનેલું કે કોઇ વિદ્યાર્થીએ મજાક કરવા સંતાડ્યો હશે. પણ તપાસ કરતાં તે વાત કોઇ કબુલ કરતું નથી. અમે ખાનગી રીતે બધા નોકરોમાં તપાસ કરી છે, પણ તે સૌ કપ બાબત કાંઇ જાણતા નથી તેમ કહે છે. હું અહીં તમને બધાને કહું છું કે કોઇએ મજાક ખાતર તે સંતાડ્યો હોય અને તે જો કબુલ કરશે તો તે બાબતમાં કાંઈ કરવામાં આવશે નહિ.'

બધાં સ્તબ્ધ થઇ ગયા. કોઇ કાંઇ બોલ્યું નહિ. સૌ એક-બીજાના મોં સામું જોવા લાગ્યા.

'હવે જ્યારે તમે બધા શાંત છો અને કોઇ કાંઇ બોલતું નથી ત્યારે મારે ઘણા જ ખેદ સાથે કહેવું પડે છે કે પ્યાલો કોઇક ચોરી ગયું છે ને તે શોધી કાઢવાનું કામ તમારે બધાને શિર છે. શરત આજથી સાત દિવસ પછી છે. તે વખતે જો પ્યાલો જડ્યો નહિ તો કુમારકૉલેજના નામને ઓછું કલંક નથી. અને આપણી અંદર આવું દુષ્ટ કામ કરનાર કોઇ છે તે આપણને પણ ઓછું શરમાવા જેવું નથી. કાલ સાંજ સુધી પ્યાલો આ મકાનમાં હતો, તેથી હજુ તે ઘણે દૂર જઇ શક્યો નહિ

હોય. માટે તમારા બધાની ફરજ છે કે પ્યાલાનો પત્તો મેળવવો.'

આટલું બોલી સભા વિસર્જન કરવામાં આવી. બધાનાં મોં પડી ગયાં. જુદેજુદે સ્થળે ટોળાં મળી આ જ બાબત કુમારો પરસ્પર વિચાર કરવા લાગ્યા. અજીતસિંહ ખુલાસો આપી આપી થાકી ગયા ત્યાં સુધી તેમણે દરેકને પ્યાલાનો ઇતિહાસ કહ્યો.

'કાં કિરીટ ? તમે તો ઘણા દિવસથી માઇલની શરત જીતવા પ્રયત્ન કરો છો. પણ પ્યાલો તો ચોરાઈ ગયો !' દિલીપસિંહે કહ્યું.

'શરત જીતનારને પ્યાલો મળવાનો છે તેવું સાંભળ્યું તે દિવસથી હું તો દરરોજ ખરેખર મહેનત કરું છું. પણ હવે જે થાય તે ખરું.' કિરીટે જવાબ આપ્યો.

બીજા ટોળામાં નિપુણ કુમારને પુછતો હતો: 'કાં ? તેં તો પેલી વાત અમને ન જ કરી ને ? તેં શું જોયું હતું ? તું ધ્રુજતો તો બહુ હતો.'

'કાંઇ નહિ. જોયું ન જોયું તેની તમારે શી પંચાત. હું ચપ્પુ લઇ આવ્યો; હવે આઇસક્રીમ ક્યારે ?' કુમારે વાત ઉડાવતાં જવાબ આપ્યો.

'તને ચપ્પુ લાવતાં વાર બહુ જ લાગી હતી. તેં તો પ્યાલો તફડાવ્યો નથી ને ? બોલ.' પ્રવીણે પુછ્યું.

આ આરોપ સાંભળી કુમારનું મોં લાલ થઇ ગયું. તે બોલ્યો, 'હા હા, હું લઇ ગયો છું; જે થાય તે કરી લો.' આટલું કહી તેણે નિવાસગૃહ તરફ દોટ મુકી.

'**અ**લ્યા કુમાર ! અહીં મારા ઓરડામાં શું કરે છે ?' પોતાના ઓરડામાં દાખલ થતાં કબાટ પાસે ખુરશી પર કુમારને ચડેલો

જોઈ અજીતસિંહે પુછ્યું.

કૉલેજમાં અરધી રજા હતી. ગામની સ્કુલ સાથે ક્રિકેટની મૅચ હતી. બધા વિદ્યાર્થીઓ મૅચ જોવા ગયા હતા. પણ સવારની પ્યાલાની ચોરી બાબત ખબર પડતાં આજે કોઈનું ધ્યાન મૅચ જોવામાં બરાબર ન હતું. ગામની સ્કુલે એક સો ને બાવન રન કર્યા હતા. કૅપ્ટન અજીતસિંહ પ્રથમ રમવા જતાં દસબાર રન કરી આઉટ થયા અને બીજીવાર રમવાનું ન હોઈ પ્યાલા બાબત વિચાર કરવા તથા ખાનગી તપાસ કરવા તે અચાનક પોતાના ઓરડામાં આવી પહોંચ્યા. ત્યાં તેમણે કુમારને ખુરશી પર ચડેલો જોયો. અજીતસિંહના અચાનક આવવાથી કુમાર ચમક્યો અને ખુરશી પર વજન સમતોલ રાખી ન શકવાથી નીચે પડ્યો !

'બેઠો થા; કેવુંક વાગ્યું ?' અજીતસિંહે પુછ્યું.

'સહેજ, બહુ નહિ.' કુમારે પટ્યાંપડ્યાં જવાબ આપ્યો.

'મારી ગેરહાજરીમાં મારા ઓરડામાં શું કરતો હતો ? તું ચડ્યો હતો તે જ કબાટ ઉપરથી ગઈ કાલે રાત્રે પ્યાલો ચોરાયો છે. તું તો લઈ નથી ગયો ને ?' અજીતસિંહે બેઠા થએલા કુમારને પુછ્યું.

'મોટાભાઈએ રમવા જતાં પહેલાં કહ્યું કે આપણે ઓરડે જઈ ચાનો બંદોબસ્ત કરાવ ને જો ડબામાં બિસ્કિટ ન હોય તો અજીતસિંહને ઓરડેથી તેમનો ડબો લઈ આવજે. એટલે રમત જોવી પડતી મુકી હું અહીં આવ્યો.' કુમારે ખુલાસો કર્યો.

'ઠીક જા, લઈ જા ડબો. પણ આવા વખતમા મારી ગેરહાજરીમાં મારા ઓરડામાં પેસવું સારૂં નથી. પ્યાલા બાબત તું કાંઈ જાણે છે ?'

'હું જાણતો હોઉં તો તમને કહ્યા સિવાય રહું ? મૅચ કેટલેક પહોંચી ?'

'કદાચ પુરી થવા આવી હશે; દિલીપસિંહની રમત પર બધો આધાર છે. તું જલદી જા.'

બિસ્કિટનો ડબ્બો લઇ કુમાર પોતાના ઓરડામાં આવ્યો. ડબ્બો ટેબલ પર મુકી ક્રિકેટ જોવા જવાનો વિચાર કરે છે ત્યાં તેને પોતાના બીજા હાથમાં કંઈક રહી ગયું હોય તેમ લાગ્યું. જુએ તો કોટની બાંહ્યનું ભાંગેલું અરધું બટન હતું. જ્યારે તે ખુરશી પરથી પડયો ત્યારે તેણે કબાટની ઉપલી કોર પકડેલી. તે વખતે તેના હાથમાં આ બટનનો કટકો આવેલો. પણ જ્યારે તે કોર હાથમાં ન રહી અને તે નીચે પડયો ત્યારે તેની મુઠીમાં બટન રહી ગએલું તે તેને હવે યાદ આવ્યું. તે બટન ફેંકી દેવા જતો હતો ત્યાં તેને વિચાર આવ્યો કે પ્યાલાની ચોરી કબાટ ઉપરથી થઈ છે. જેણે તે પ્યાલો ચોર્યો છે તેનું બટન કબાટની ચાપમાં આવી જતાં ભાંગી ગયું હોય. આવાં બટનવાળા કોટ ઘણા કુંવરો પહેરે છે. જેની બાંહ્યે આ બટનનો અરધો ભાગ હોય તે ચોર ! વિજળીની ઝડપથી આ વિચાર-પરંપરા તેના મગજમાંથી પસાર થઇ ગઇ. તેણે બટનનો કટકો પોતાના કોટના ખીસામાં મુકયો અને અરધા બટન-વાળો કોટ શોધી કાઢવાનો નિશ્ચય કરી મૅચ જોવા દોડયો.

પોતાના મોટાભાઇને સારી રીતે ફટકા મારતા જોઈ તે આનંદમાં આવી ગયો: 'કાં પ્રવીણ ? હવે જીતવાને કેટલી વાર છે ?'

'માત્ર ચાર રન કરવાના છે. દિલીપસિંહે પચાસ કર્યા; હવે જો બે સારા ફટકા મારે તો જીતી જઇએ. બધો આધાર તેમની રમત પર છે.' પ્રવીણે જવાબ આપ્યો. એટલામાં તો

દિલીપસિંહે સફાઈદાર ફટકો માર્યો અને ચોમેર તાળીઓનો વરસાદ શરૂ થયો. મોટાભાઈની ફતેહ જોઈ કુમારના અભિમાનનો પાર રહ્યો નહિ. દિલીપસિંહે એક વધુ ફટકો માર્યો અને કૉલેજ જીતી. રમત બંધ પડી. બધી બાજુથી દિલીપસિંહને અભિનંદવા વિદ્યાર્થીઓ દોડ્યા.

'કુમાર, આ મારો કોટ લઈ જા અને ચાની તૈયારી કરાવ; હું હમણાં સ્કુલની ટીમના કૅપ્ટનને લઈ ચા પીવા આવું છું.' કુમારને કોટ આપી દિલીપસિંહે કહ્યું. કુમાર આનંદમાં કોટ લઈ પોતાના ઓરડા તરફ દોડ્યો. રસ્તામાં તેને પ્રવીણ અને નિપુણ મળ્યા.

'કાં કુમાર? તેં પછી ગઈ રાતની વાત તો અમને ન કહી.' પ્રવીણે પુછ્યું.

'વાતનું તમારે શું કામ છે. આઇસક્રીમ ક્યારે ખવડાવવો છે?' કુમારે કહ્યું. ત્રણે જણ પ્રવીણને ઓરડે ગયા. ત્યાં પેટ ભરીને આઇસક્રીમ ખાધો અને પછી કુમાર પોતાના ઓરડે ચાના બંદોબસ્ત માટે ગયો.

મોટાભાઈનો કોટ જેવો ખીંટી પર ટાંગ્યો કે તેની નજર કોટની બાંય ઉપર પડી. એકાએક તે ધ્રુજી ઉઠ્યો. તેનો ચહેરો ફિક્કો પડી ગયો, નજર સ્થિર થઈ ગઈ અને જાણે પત્થરની મૂર્તિ હોય તેમ તે ત્યાં ચોંટી જ ગયો! કોટની બાંય ઉપર તેણે અરધું બટન જોયું. પોતાના ખીસામાં હાથ નાખી બટનની બીજી અરધ બહાર કાઢી અને કોઈ ન જુએ તેમ બાંયના બટનની પાસે મુકી સરખાવી. તે તેને બરોબર બંધ બેસી રહી! આ કોટના બટનનો જ અરધો ભાગ તેની પાસે હતો એવી તેની ખાતરી થઈ. અને જે કબાટ પરથી અરધું બટન મળ્યું

છે ત્યાંથી પ્યાલો ગુમ થયો છે! આ બીજો વિચાર આવતાં તેના શરીરમાં નખથી શિશ પર્યંત કંપારી છુટી. એકદમ તેણે અરધું બટન ખીસામાં મુકી દીધું. શું મોટાભાઇએ પ્યાલો લીધો હશે? તેમ કદિ બને નહિ. પણ કોટ તો તેમનો જ. તેમનું બટન કબાટ પર કયાંથી? આવા વિચારે તેનું મગજ ભમવા લાગ્યું; કાનમાં તમરાં બોલવા માંડયાં.

'મોટાભાઇ આવે તો કહેજે કે મને ઠીક નથી; મારે જમવું નથી.' આ પ્રમાણે નોકરને કહી કુમાર પોતાના બિછાનામાં સુઇ ગયો. સાયંકાળ થવા આવેલ હોવાથી બધે દીવાની અને જમવાની તૈયારી થવા માંડી હતી. કૉલેજના ચોગાનમાં વાતોનો અવાજ સંભળાતો હતો. તેમાં વખતે નિપુણ અને પ્રવીણના હસવાનો અવાજ આવતો હતો. તે વખતે કુમાર આંખો મીચી વિચાર કરતો બિછાનામાં પડયો હતો. પોતે જ પ્યાલાનો ચોર હોય તેમ તેની હીમત બહાર મોઢું બતાવવા જેટલી પણ રહી ન હતી. કૉલેજમાં સૌને આદર્શરૂપ, અભ્યાસ તથા રમતમાં શ્રેષ્ઠ અને જેની હીમતથી આજની રમત જીતાઇ તે મોટાભાઇ પ્યાલો ચોરે તે વાત તેને અસહ્ય થઇ પડી. જમવા વખતે દિલીપસિંહે ખબર પુછાવ્યા તો કુમારે જણાવ્યું કે માથું સખત દુખે છે અને જમવાની રૂચિ નથી. સુતી વખતે દિલીપસિંહે જાતે આવી તેના માથા પર હાથ ફેરવ્યો; પણ તાવ ન લાગવાથી, આખા દિવસના થાકથી માથું દુખતું હશે તેમ માની તે નિશ્ચિંતપણે સુવા ગયા.

કુમારને રાત ઘણી જ લાંબી થઇ પડી. ઘડીભર એમ પણ થયું કે મોટાભાઇને વિનવી પ્યાલાનો પત્તો મેળવું. વળી એક વિચાર એવો આવ્યો કે પોતે જેટલું જોયું છે તેટલું અજીત-

સિંહને કહેવું. પ્રિન્સિપાલને ખબર પડે, મોટાભાઇને શિક્ષા થાય, તેમની નાલેશી થાય, કૉલેજમાંથી કાઢી મુકે, પોતાને પણ જવું પડે આ વિચારપરંપરા આવતાં અજીતસિંહને ખબર આપવાનો પનસુબો અટક્યો. આવાઆવા તર્કવિતર્ક કરતાં આંખ મળી ગઇ. સવારે તે જાગ્યો ત્યારે ચા પીવાનો સમય થઇ ગયો હતો અને મોટાભાઇ તેની રાહ જોતા હતા.

'કાં કુમાર, કેમ છે? મોઢું ફિક્કું કેમ પડી ગયું છે?' ચાનો પ્યાલો આપતાં દિલીપસિંહે કહ્યું. કુમાર બહાનામાં કાંઇક બબડ્યો. ચા પીતાંપીતાં કાંઇ વિશેષ વાત થઇ નહિ. ચા પુરી કરી દિલીપસિંહે ખીંટીએથી કોટ પહેરવા લીધો.

'કુમાર, મારો કોટ ક્યાં? આ તો કોઇ બીજાનો કોટ છે! મેં તને કાલે જે આપ્યો હતો તે આ નહિ. મારા કોટના અંદરના ભાગમાં તો મારૂં નામ લખેલું છે.' દિલીપસિંહે પુછ્યું.

'ત્યારે આ તમારો કોટ નથી?' કુમારે ઉત્સાહમાં આવી જઇ પુછ્યું.

'ના, તું ક્યાંથી લાવ્યો?'

કુમારના આનંદનો પાર ન રહ્યો. આ કોટ મોટાભાઇનો નહિ. એટલે પ્યાલો પણ એમણે ચોર્યો નથી. કુમાર એકદમ મોટાભાઇને બાઝી પડ્યો.

'ભાઇ, માફ કરજો. મેં તમને ચોર ધાર્યા હતા.' કુમાર એકદમ બોલી ગયો.

'તું ખરો, મોટાભાઇને ચોર બનાવનારો! પણ જા, આ કોટ જેનો હોય તેને આપી આવ અને મારો કોટ લઇ આવ. પ્યાલો ચોરાયા પછી તો તું બધાને ચોર જ દેખતો લાગે છે.' સહેજ મશ્કરી અને સહેજ કરડાઇમાં દિલીપસિંહે કહ્યું. કુમાર

કોટ લઇને હરણ માફક ઉપડ્યો. તેના દિલમાં અત્યારે બેવડો ઉમંગ હતો. એક તો મોટાભાઇ નિર્દોષ ઠર્યા. અને બીજું હવે સાચો ચોર પકડાશે.

વાત એમ બની હતી કે જ્યારે કુમાર, નિપુણ અને પ્રવીણ આઇસક્રીમ ખાવા પ્રવીણના ઓરડામાં ભેગા થયા ત્યારે તે દરેક પાસે એકએક કોટ હતો. તે તેમણે આઇસક્રીમ ખાતી વખતે એક ખુરશી પર ભેગા મુકયા હતા. એટલે લેતી વખતે જેને જે હાથ પડ્યો તે ઉઠાવી ચાલતા થયા. અને આથી જ કોટની ફેરબદલી થઇ હતી. કુમાર કોટ લઇને પ્રવીણને ઓરડે ગયો. 'કેમ પ્રવીણ, કાલ સાંજે તારી પાસે કોનો કોટ હતો?'

'કેમ? શું કામ છે? કિરીટસિંહનો.'

'મોટાભાઇના કોટ સાથે બદલાઇ ગયો છે.' કહેતોક ને કુમાર કિરીટસિંહને ઓરડે પહોચ્યો. કિરીટસિંહ ઉપલા ધોરણના વિદ્યાર્થી હતા અને આવતી શરતમાં તે પ્યાલો જીતશે તેમ ઘણાનું માનવું હતું. તેમણે કુમારને જોઇ પુછ્યું. 'કેમ કુમાર?'

'કોટ બદલાઇ ગયો છે; આ તમારો કોટ ને?'

'હા, આ કોટ તો મારો; પણ બદલાઇ કેમ ગયો?' કિરીટે પુછ્યું. કુમારે બધો ખુલાસો કર્યો.

'પેલા મારા પલંગ પાસે ટીંગાય તે લઇ જા અને આ કોટ ત્યાં ટાંગી દે. જોજે હો, એ કોટ વળી બીજાનો ન હોય.' કિરીટે પલંગ પાસેનો કોટ દેખાડતાં કહ્યું.

મોટાભાઇનો કોટ લઇ કુમારે પાછા વળતાં વિચાર્યું કે આ કોટવાળી બીના પરથી તો લાગે છે કે જરૂર કિરીટસિંહે પ્યાલો તફડાવ્યો હોય. પણ ચોકકસ તપાસ કર્યા પછી જ નિર્ણય પર આવવાનું તેણે યોગ્ય ધાર્યું. એને પહેલાંના નિર્ણય માફક આ

બાજતે નિર્ણય પણ કદાચ જુદો પડે !

જાતજાતના વિચારો કરતો કુમાર રાત્રે બિછાનામાં પડ્યો. તેને ઊંઘ આવતી ન હતી. એટલામાં ટાવરમાં બારના ટકોરા વાગ્યા. થોડી જ વારે બાજુમાં કાંઈક બારણું ઊઘડ્યાનો અવાજ થયો અને કોઈનાં પગલાં દાદર તરફ જતાં સંભળાયાં!

એકાએક તેના મગજમાં વિચાર આવ્યો. જે રાત્રે મેં ભૂત જોયું તે જ રાત્રે પ્યાલો ચોરાયો છે. હું ભૂતનું મોં તો જોઈ શક્યો ન હતો. કદાચ તે કિરીટ કાં ન હોય? બારી પણ ઊઘાડી હતી. તે પ્યાલો ચોરીને બહાર સંતાડવા કેમ ગયો ન હોય? જો કિરીટ જ તે રાત્રે બહાર ગયો હતો તેમ હું સાબિત કરી શકું તો પ્યાલાના પત્તા તરફ એક પગલું આગળ ગયો ગણાઉં. હમણાં જ કોઈ દાદર તરફ ગયું. કદાચ કિરીટ હોય તો?

કુમાર એકદમ પથારીમાં બેઠો થયો. ધીમેધીમે તે દાદર તરફ ગયો. દૂર કોઈનાં ધીમાં પગલાં સંભળાતાં હતાં. થોડી વારમાં તે સંભળાતાં બંધ પડ્યાં. કુમારને થયું કે જરૂર કોઈ બહાર ગયું છે અને હમણાં જ પાછું ફરશે. સંતાઈને જોઉં તો ખરો કે કોણ છે?

દાદરના ઉપરના ભાગમાં એક કબાટ હતું. તેમાં સૌના જોડા રાખવામાં આવતા. કુમાર તેમાં દાખલ થયો અને બારણાં અરધાં બંધ કરી બેઠો. છુપી પોલીસનું કામ કાંઈ સહેલું નથી. કબાટ નાનું હતું તેથી તેના ઢીચણ કળવા લાગ્યા અને એકેક મિનિટ કલાક જેવડી મોટી લાગવા માંડી. આખરે કોઈનાં પગલાં સંભળાવા લાગ્યાં. કુમારે બારણાં વધુ બંધ કર્યાં. જ્યારે તેને ભાસ થયો કે કોઈ પસાર થયું, કે તરત તે અધખોલા બારણામાંથી જોવા ગયો. પણ એટલામાં તો તે માણસ પસાર

થઇ ગયો હતો. કુમારે તેને દક્ષિણ નિવાસગૃહની લાંબી ગજારના અંધારામાં અદૃશ્ય થઈ જતો જોયો.

કુમાર પાછો આવી પલંગ પર પડ્યા અને વિચાર કરવા લાગ્યો: જો કિરીટે પ્યાલો ચોર્યો હોય અને આજે તે જ બહાર ગયો હોય તો પ્યાલો કૉલેજની આજુબાજુમાં જ છુપાવેલો હોવો જોઇએ. માત્ર પ્યાલો સહીસલામત છે કે નહિ તે જ જોવા તે બહાર ગયો હોય. આટલી મોડી રાત્રે કાંઇ ગામમાં વેચવા જવાય નહિ. રાખે પણ કોણ? અને તે એટલો જલદી પાછો ફર્યો છે કે તેટલા વખતમાં એવું એકકે કામ થઇ શકે નહિ. આવતી કાલે રાત્રે પણ જરૂર તે બહાર જવાનો; માટે કાલે વિશેષ તપાસ રાખવી. આવો નિશ્ચય કરી કુમાર નિદ્રાવશ થયો.

બીજે દિવસે જ્યારે કુમાર જાગ્યો ત્યારે તેને એક નવીન વિચાર આવ્યો. મેં જ્યારે ભૂત જોયું ત્યારે કાંઈ કાગળ જેવો ખખડાટ પણ સાંભળ્યો હતો. પ્યાલો જે કાગળની અંદર વીંટેલો હશે તે કાગળનો જ એ ખખડાટ. અને તે ભૂત નહિ પણ કોઇ વિદ્યાર્થી જ. કદાચ કિરીટ જ પ્યાલો લઇને તે ઓરડાની બારીએથી બહાર ગએલો. પોતાની પાસે એક સારી રંગીન પેન્સિલ હતી. તેનો કુમારે ઝીણો ભુકો બનાવ્યો અને પેલી બારી ઉપર તથા આજુબાજુ તે ચોપડવાનો તેણે વિચાર કર્યો. જે તે બારીમાંથી ચડશે ઉતરશે તેના હાથે આ રંગ ચોંટવાનો. અને સવારમાં કંઇક બહાનું કાઢી કિરીટને ઓરડે જઇ તેના હાથ જોવા. આવો સરસ વિચાર આવતાં કુમાર આનંદમાં આવી ગયો. રાત્રે વાળુ કરી સૌ બીજા દિવસના અભ્યાસની તૈયારી કરવામાં પડ્યા હતા તે વખતે કુમાર પેન્સિલના ભુકાનું પડીકું લઇ છાનોમાનો ભૂતવાળે ઓરડે પહોંચ્યો અને બારીની ઉપર,

તેના ઓસારમાં તથા જમીન પર અને બારણે ખુબ ભુકો ચોપડ્યો.

બીજે દિવસે સવારમાં વહેલો ઉઠી કુમાર ભુતવાળા ઓરડામાં ગયો અને જુએ છે તો રંગ કેટલીક જગ્યાએથી ભુંસાઈ ગયો હતો અને બારણા ઉપર હાથનાં આંગળાંની છાપ દેખાઇ આવતી હતી. હવે તેનું બીજું કામ કિરીટને મળી તેના હાથ જોવાનું હતું. પરબારો તે કિરીટના ઓરડા તરફ દોડ્યો.

'કિરીટસિંહ છે કે ? મોટાભાઇને તમારી ડિકશનરી જોઇએ છે, જરા આપોને; હમણાં જ પાછી મોકલીશ.' ઓરડામાં દાખલ થતાં કુમારે કહ્યું.

કિરીટસિંહ હમણાં જ ઉઠ્યા હોય એમ લાગતું હતું. તેણે ડિકશનરી કુમારને આપી. તે લેતાં કુમારે જોઇ લીધું કે તેના બંને હાથ પેન્સિલના રંગથી રંગાએલા છે.

'આ અત્યારના પહોરમાં હાથ ક્યાં બગાડ્યા?' કુમારે કટાક્ષમાં પુછ્યું.

'કાંઇ ખાસ ખ્યાલ નથી. કોઈ તોફાનીનું કામ લાગે છે. ક્યાંક ટેબલ ખુરશી પર રંગ લગાડ્યો હશે તેથી મારા હાથ બગડ્યા. ક્યારનો સાફ કરવા મથું છું, પણ થતા જ નથી. આ તોફાની જો હાથ પડે તો ખો ભુલાવી દઉં.' કિરીટસિંહ બોલ્યા. તેમનો ચહેરો તો તદ્દન નિર્દોષ લાગતો હતો.

'કોનું તોફાન ભુલાશે તે જોવાનું છે' એમ મનમાં બબડતો કુમાર પોતાના ઓરડા તરફ ચાલ્યો. દરરોજ રાત્રે કિરીટ બહાર જાય છે તેની તો તેણે ખાતરી કરી. પણ તેણે પ્યાલાનું શું કર્યું તે શોધી કાઢવું બાકી રહ્યું. પ્યાલો બગીચામાં ક્યાંક સંતાડ્યો હોવો જોઇએ. અને બરાબર છે કે નહિ તે જોવા તે દરરોજ બહાર જાય છે. જો આજ રાત્રે તેની પાછળપાછળ જાઉં તો

પ્યાલો ક્યાં સંતાડ્યો છે તે બરાબર જણાઈ આવે. આ કામ જોકે ઘણું કઠિન હતું, પણ જો તેમ ન કરે તો કિરીટે જ પ્યાલો ચોર્યો તેની શી ખાતરી? તે રાત્રે કિરીટની પાછળ-પાછળ ચોક્કસ જવું તેવો નિશ્ચય કુમારે કર્યો.

રાત્રે સાડા અગિયાર વાગ્યે કુમાર દાદર પાસેના કબાટમાં ભરાઇને બેઠો અને બારની રાહ જોવા લાગ્યો. સુદ બારશ તેરશના ચંદ્ર આકાશમાં ખીલ્યો હતો. ઠંડો પવન મંદ ગતિએ વહન કરતો હતો અને કબાટની અંદર પણ કુમારનાં સુકોમળ ગાત્રને સ્પર્શ કરી આનંદ આપતો હતો. સર્વત્ર શાંતિ હતી. રૂપેરી પ્રકાશમાં કૉલેજના ઉંચા બુરજો રૂપે મઢ્યા હોય તેમ લાગતું હતું. બારના ટકોરા વાગવા શરૂ થયા. કબાટનું બારણું અરધું ઉઘાડી કુમાર ઝીણી આંખે દક્ષિણ નિવાસગૃહની અંધારી ગજાર જોઇ રહ્યો. થોડીવારે ગજારમાં એક બારણું ઉઘડ્યું અને કુમારે કોઇને દાદર તરફ આવતો દીઠો. તે દાદર પાસે આવ્યો અને તેના મોઢા પર ચંદ્રનો પ્રકાશ પડ્યો. કુમારે કિરીટને બરાબર ઓળખ્યો. પણ આ શું? તેનો ચહેરો તો બહુ જ આનંદમાં હોય તેમ લાગતું હતું. તેના પર ચોરી કે બીકની બીલકુલ છાપ ન હતી. તેની દૃષ્ટિ સીધી હતી. કુમારને થયું કે કદાચ કિરીટ ઉંઘમાં તો નહિ ચાલતો હોય? તે દાદર ઉતર્યો એટલે કુમાર ધીમેથી તેની પાછળ ઉતર્યો ને થોડું અંતર રાખી કૉલેજની ગજારના મોટા થાંભલાઓના પડછાયામાં છુપાતો-છુપાતો તે કિરીટની પાછળ ચાલ્યો. કિરીટ એકદમ ભૂતવાળા ઓરડામાં દાખલ થયો. તેની પાછળ પાંચદસ સેકંડે કુમાર પણ દાખલ થયો. પણ ઓરડામાં કોઇ ન મળે! બારી ઉઘાડી હતી. તેમાંથી બહાર જોયું તો ત્યાં પણ કોઇ ન હતું! હજી હમણાં



લાંબી કમાનો વાળી કૉલેજની ગમ્નરમાં ઉતાવળે પગે ચાલવા લાગ્યો.
(ભૂતિયો ઓરડો)



ચંદ્રના પ્રકાશમાં તેણે કિરીટને હાથમાં રૂપાનો પ્યાલો
ઝાલી તેને એકીટશે નીરખતો જોયો.
(ભૂતિયો ઓરડો)

દાખલ થાય છે ને એટલીવારમાં કિરીટ ક્યાં અદશ્ય થઈ ગયો?

એટલામાં થોડે દૂર આવેલા એક મિનારાએ કુમારનું ધ્યાન ખેંચ્યું. આ મિનારો જુના વખતમાં રાજમહેલનો એક ભાગ હતો, પણ મહેલનો કૉલેજ તરીકે ઉપયોગ શરૂ થયો ત્યારથી તે મિનારો કાંઈ પણ ઉપયોગ સિવાયનો થઈ પડ્યો હતો અને વર્ષોના ઘસારાથી જીર્ણ થઈ એક ખંડિયેર જેવો બની ગયો હતો. કુમાર એકદમ બારીમાંથી નીચે ઉતરી મિનારા તરફ ગયો. નીચેનું બારણું ઉઘાડી અંદર જોયું, પણ શું દેખાય? અંદર બહુ બહુ જ અંધારૂં હતું. ઘડીક, કાંઈ સંભળાય છે કે નહિ તે જોવા ઉભો રહ્યો. ત્યાં ઉપરના માળમાંથી કાંઈક અવાજ સંભળાયો. અંધારામાં દાદર શોધી તે જેમતેમ કરી ઉપર ચડ્યો. તે માળ ઉપર છાપરૂં ન હતું તેથી માળનો ઓરડો ચંદ્રના પ્રકાશથી પ્રકાશી રહ્યો હતો. તે પ્રકાશમાં તેણે કિરીટને હાથમાં રૂપાનો પ્યાલો ઝાલી એકીટશે પ્યાલાને નીરખતો જોયો. નવો રૂપાનો પ્યાલો ચંદ્રના પ્રકાશથી ઝગઝગી રહ્યો હતો. કુમારે એકદમ પોતાનું માથું દાદરમાંથી નીચે ખેંચી લીધું. તેને એક વિચાર આવ્યો. કિરીટ પાછો જાય ત્યારે અહીં સંતાઈ રહી પાછળથી પ્યાલો ઉપાડી જવો. પણ કિરીટ ભૂતવાળા ઓરડાની બારી તો અવશ્ય બંધ કરતો જવાનો! તો તો પોતે કૉલેજની બહાર રહી જાય. વળી આવી બાબતમાં સાક્ષી રાખવો સારો, નહિતર ક્યાંક પોતાને માથે આળ આવે. ત્યારે કોને બોલાવવો? એકદમ વિચાર આવતાં તે કૅપ્ટન અજીતસિંહના નિવાસગૃહ તરફ દોડ્યો.

'કાં અજીતસિંહ? જાગો છો કે?'

'કેમ કુમાર, આટલી મોડી રાત્રે શું છે?'

'મેં તમારો પ્યાલો શોધી કાઢ્યો છે, ચાલો જલદી.'

'પ્યાલો ક્યાંથી? સ્વપ્નું તો નથી આવ્યું?'

કુમારે ટૂંકાણમાં બધી બાબત કહી દીધી ને જણાવ્યું કે મને તો કિરીટ સ્વપ્નમાં ચાલતો હોય તેમ લાગે છે. બંને જણ ભૂતવાળા ઓરડા પાસે આવી પહોંચ્યા. બારી હજી ખુલ્લી હતી.

'મને લાગે છે કે કિરીટ હમણાં પાછો આવશે.' કુમારે કહ્યું.

'આપણે બારણાની પાસે જ ઉભા રહીએ. જો સ્વપ્નમાં ચાલતો હશે તો આપણને એ દેખશે નહિ. અને જો દેખશે તો ખુલાસો પુછીશું.' અજીતસિંહે સમજ પાડી.

બંને જણ બારણાની બાજુમાં ઉભા રહ્યા કે થોડી જ વારમાં બારીમાંથી કિરીટ દાખલ થયો. તેની દૃષ્ટિ સીધી હતી. મુખમુદ્રા શાંત હતી. તે અજીતસિંહની પાસેથી પસાર થયો છતાં તેણે તેમને જોયા નહિ. તે અદૃશ્ય થયો એટલે અજીત-સિંહ બોલ્યા, 'કુમાર, તારી વાત સાચી લાગે છે. તે પ્યાલો જીતવાની બહુ જ ચિંતા કરે છે; અને તે નબળા મનનો છે એટલે ઉંઘમાં જ તેણે આ કામ કર્યું છે, અને દરરોજ પ્યાલાના સ્વપ્નમાં જ તે પ્યાલો જોવા જાય છે. હવે ચાલો આપણે પ્યાલો હાથ કરી લઇએ.' બંને જણા બારી ટપી મિનારા તરફ ગયા. પ્યાલો જોતાં જ તેમના આનંદનો પાર ન રહ્યો.

'કુમાર, તેં આજે કૉલેજની આબરૂ જાળવી છે અને મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે.' કુમારનો હાથ દાબીને છુટા પડતાં અજીતસિંહે કહ્યું.

'તે દિવસે હું તમારા ઓરડામાંથી બિસ્કિટનો ડબો લેતો પકડાયો, ત્યારથી મને એમ થયા જ કરતું હતું કે મારે તમને કોઈ પણ રીતે મદદ કરવી. તમે એટલા બધા માયાળુ છો કે મને તેમ થઈ આવ્યું. પણ મારે એક વિનંતિ કરવાની છે કે

આ વાત તમારે કોઇને કહેવી નહિ. વળી કિરીટને તો ખબર ન જ પડવી જોઇએ કેમકે તે નિર્દોષ છે.' કુમાર આ બોલતો હતો ત્યારે તેના પ્રફુલ્લ ચહેરા પર સરળતા, શરમ અને નિર્દોષ-તાની રેખાઓ પડી રહી હતી.

'તારી ઇચ્છા એમ છે તો ભલે; નહિતર તને ખુલ્લી રીતે અભિનંદન મળવું ઘટે છે. તેં ખરેખર કુમારકૉલેજનું કલંક ધોયું છે. હું માત્ર પ્રિન્સિપાલ સાહેબને જ વાત કરીશ. તું નિશ્ચિંત રહેજે.' આટલું કહી અજીતસિંહ પોતાના નિવાસગૃહ તરફ ગયા ને કુમાર પોતાના ઓરડે જઇ શાંતિથી ઉંઘમાં પડ્યો.

બીજે દિવસે પ્રિન્સિપાલ સાહેબે બધાને સભામંડપમાં એકઠા કર્યા. તે બોલવા ઉભા થયા ત્યારે તેમનો ચહેરો હર્ષમાં જણાતો હતો.

'આજે ઘણા જ સારા સમાચાર આપવાને મેં તમને અત્રે એકત્રિત કર્યા છે. ચાર દિવસ અગાઉ જે પ્યાલો ગુમ થયાના મેં તમને ખબર આપ્યા હતા તે પ્યાલો આજે પાછો આવી ગયો છે, અને દક્ષિણ નિવાસગૃહને મગરૂર થવાનું છે કે તેમ-નામાંના એકે આ શોધ કરી આપણા સૌનું કલંક ધોયું છે. તે ભાઈ પોતાનું નામ બહાર આપવાની ના પાડે છે.'

આ સાંભળતાં જ કુમારનો ચહેરો લાલલાલ થઇ ગયો. તે પોતે અદ્ધર સ્વર્ગમાં ઉડતો હોય તેમ લાગ્યું.

'વિશેષ ખુશી થવાનું એ છે કે આપણામાંનો કોઇ એ દુષ્ટ કાર્ય માટે જવાબદાર નથી. અને તે વાત કૉલેજને માટે ઓછી મગરૂરીની નથી.'

શરતોનાં પરિણામ આવ્યાં ત્યારે એક માઇલની શરતમાં કિરીટસિંહ પહેલા આવવાથી રૂપાનો પ્યાલો તેમને મળ્યો. અને સો વારની શરતમાં આપણો કુમાર પ્રથમ આવ્યો.



# ઈંગ્લંડની નિશાળમાં

હાથમાં કાગળ લઈ એક છોકરો દોડતો હતો અને તેની પછવાડે બીજો એક નાનો છોકરો કાગળ પાછો મેળવવા દોડતો હતો. કાગળવાળો છોકરો શરીરે કદાવર હોઈ તથા તેણે કાગળને ઘણો જ ઉંચો પકડી રાખેલો હોઇ પાછળ દોડનાર છોકરો કાગળ મેળવવાના પ્રયત્નમાં નિષ્ફળ ગયો. પેલા મોટા છોકરાએ ટેબલ ઉપર ચડી બુમ પાડી, 'સાંભળો સાંભળો, સિલ પોતાને ઘેર પત્ર લખે છે તે.'

ડેન લૉજની પ્રખ્યાત સ્કુલમાં આજ રવિવાર હોઈ રજા હતી. બપોરના વરસાદ પડતો હોઈ બધા નાના વિદ્યાર્થીઓ સ્કુલના મોટા લેક્ચર રૂમમાં ભેગા થયા હતા, અને જુદાંજુદાં ટોળાં વળી, ગંજીપો. શેતરંજ, ડ્રાફ્ટ વગેરે રમતો રમતા હતા. તેવામાં વ્હેપની બુમ સાંભળી બધાએ તેના સામું જોયું. વ્હેપ જો કે હતો તો નીચલા ધોરણમાં, પણ તેની બુદ્ધિના પ્રમાણમાં તેના શરીરે વિશેષ ગજું કર્યું હતું. પોતાના વર્ગના બધા છોકરા કરતાં તે મોટો તેમજ બળવાન હોઈ કોઈ તેની વિરુદ્ધ જઈ શકતું નહિ. તેમાં વળી ગયે વર્ષે તે જુનિયર ટીમ તરફથી ક્રિકેટ મૅચમાં ઉતર્યો હતો અને અણીને વખતે સારા રન કર્યા હતા, એટલે તે તેના વર્ગમાં તો ખાસ નાયક થઈ પડ્યો હતો.

જોકે તેની કેટલીક ઉદ્ધત રીતભાત વિદ્યાર્થીઓને પસંદ ન હતી, તોપણ તે અણગમો ખુલ્લી રીતે વ્યક્ત કરી વ્હેપનો શિકાર બનવાની કોઇની પણ ઇચ્છા ન હતી. એટલે કોઇ તેની સામે ઉંચો સાદ કરવાની હીમત ન કરતું. આજે વરસાદ હોઇ ક્રિકેટ કે ફુટબૉલ રમાય તેમ ન હતું, અને શેતરંજ કે ડ્રાફ્ટ જેવી શાંત રમતો વ્હેપને પસંદ ન હતી, એટલે તે કાંઇક આનંદ મળે તેવું શોધતો હતો. ત્યાં તેની નજર લેકચર રૂમને છેડે, ટેબલ પાસે બેસી પત્ર લખતા એક નાના છોકરા પર ગઇ.

આ છોકરાને બધા સિંહ કહીને બોલાવતા. તેનું પુરૂં નામ શું હતું તે તો હેડમાસ્તર અને હાઉસમાસ્તર સિવાય બહુ થોડાને જ માલુમ હતું. લગભગ બધા છોકરાને ટુંકે નામે બોલાવવા અથવા ખાસ કંઇક ઉપનામ પાડવું એ તો બધી નિશાળોમાં પરાપૂર્વથી ચાલતો આવેલો રિવાજ છે. સિંહ સ્વભાવે શાંત ને હસમુખો હતો અને ક્લાસનાં ખાસ તોફાન અને ગપાટામાં બહુ ભળતો નહિ, કારણકે તે હિંદુસ્તાનથી તાજો જ ઇંગ્લંડ ભણવા આવ્યો હતો અને ઇંગ્લંડના રીતરિવાજથી હજુ બરાબર માહીતગાર થયો ન હતો. વળી પોતે હિંદુસ્તાનનો વતની છે અને યૂરોપીય નથી એ વાત તેના મનમાંથી ઝટ લઇને ખસી શકતી નહોતી. વ્હેપના હાથમાંથી પોતાનો પત્ર પાછો મેળવવા તેણે ઘણાં ફાંફાં માર્યા; પણ વ્હેપ ઉંચો હતો ને ટેબલ પર ચઢી ગયો હતો. અંતે નિરૂપાય બની તેણે તે પ્રયત્ન છોડી દીધો ને એક બાજુ, કાંઈ જ બન્યું ન હોય તેમ, ભીંતને અઢેલી ઉભો રહ્યો.

'હીઅર હીઅર (સાંભળો)! વ્હેપ ભાષણ આપે છે.' પેડલ નામના છોકરે બુમ પાડી.

'ચુપ રહે; વાયડો થા મા.' વ્હેપે ડોળા કાઢ્યા. મોટા

કુતરાના ભસવાથી નાનું કુતરૂં જેમ પુંછડી સંતાડી લપાઈ જાય તેમ પેડલ ચુપચાપ થઈ બેસી ગયો. આખા ઓરડામાં શાંતિ પ્રસરી ગઇ અને વ્હેપે પત્ર વાંચવો શરૂ કર્યો:

'લેખનું મથાળું, સિડનો તેની મા પરનો પત્ર.'

ચારે બાજુએ હસાહસ થઈ રહી.

'My dear Mother,

In the last match I made five runs. . . . The fellows here are frightfully decent, and I am having a simply topping time. . . .'

'વ્હાલાં માતુશ્રી, ગઇ મૅચમાં મેં પાંચ રન કર્યા હતા. અહીં બધા વિદ્યાર્થીઓ બહુ જ ડાહ્યા અને આનંદી છે. હું બહુ જ આનંદમાં છું. . . . . . .'

'તદ્દન જુઠ્ઠું!' પત્ર ફેંકી દેતાં વ્હેપ બોલ્યો અને બધે હસાહસ થઇ રહી. ફેંકી દીધેલો પત્ર લેવા તથા તેને ફરી વાંચી સંભળાવી સિડની વિશેષ મશ્કરી કરવા પેડલ દોડ્યો. પણ એટલામાં તો તેણે પોતાની ને પત્રની વચ્ચે સિડને ઉભેલો જોયો. તે તદ્દન મુંગો ઉભો હતો, પણ તેનો ચહેરો એવો તો સખ્ત હતો કે પેડલ કાંઇપણ ચેંચું કર્યા સિવાય ટપ દઇને પોતાની જગ્યાએ જઇ બેસી ગયો, અને સૌના અચંબા વચ્ચે, જાણે કાંઇ બન્યું જ ન હોય તેમ, સિડ પત્ર લઇ પાછો પોતાના ટેબલ પર જઈ આગળ લખવા મંડ્યો. પેડલ તો માત્ર વ્હેપનો અનુયાયી જ હતો. વ્હેપ જે કરે તેમાં ભળવું, વ્હેપના ટપલા બહુ જ આનંદથી સહન કરવા, વ્હેપ જેની પાછળ પડે તેને ખીજવી ખુશી થવું અને દરેક પ્રકારે વ્હેપ રાજી રહે તેમ કરવું એ જ તેનો પંથ હતો. પોતે સિડની પાસેથી પત્ર મેળવી

શકયો નહિ એટલે હવે એક ઘણી જ જુની—સેકન્ડહૅન્ડ–થર્ડ-હૅન્ડ થએલી સિંહની મશ્કરી તેણે શરૂ કરી, 'કાં સિંહ, તારાં મા ઇંડિયામાં શો ધંધો કરે છે?' આ પ્રશ્ન સિંહને ઘણાએ ઘણી વાર છેલ્લા છ માસથી ફરીફરીને પુછ્યો હતો, પણ સિંહે કોઇને કાંઇ જવાબ આપ્યો ન હતો. આથી વ્હેપ અને તેની ટોળી આ પ્રશ્ન પુછવામાં અપૂર્વ આનંદ લેતી હતી. સિંહના કુટુંબની વિરૂદ્ધ કોઇ બાબત જાણીતી ન હતી; પણ જ્યારે દરેક છોકરો પોતાના ઘરની વાત બહુ જ છુટથી કરતો ત્યારે સિંહ શાંત રહેતો અને ઉપરના પ્રશ્નનો બીલકુલ જવાબ આપતો નહિ. સિંહની આ ટેવ વ્હેપને જરા પણ પસંદ ન હતી, કેમકે તે પોતે તો પોતાના ઘરની બહુ જ છુટથી વાત કરતો. પોતાનાં ફઇબા લેડી વૉરનની વાત તો તેણે અનેક વાર કરી હશે. લેડી વૉરન દૂર દેશમાં કેવી રીતે ફરેલાં, હિંદુસ્તાનમાં તેમના પતિ કેવો મોટો હોદ્દો ભોગવતા, બંગાળામાં વાઘના અને ગીરમાં સિંહના તેમણે કેવા શિકાર કરેલા, તેમનો લંડનનો બંગલો અને દરિયાકિનારાનો બગીચો કેવા અજબ અને મનોહર છે, ઇત્યાદિ અનેક વાતો ભાગ્યે જ કોઇ વિદ્યાર્થીથી અજાણી રહી હશે. આ વાતોના પરિણામ રૂપે લેડી વૉરન વ્હેપના વર્ગના દરેક વિદ્યાર્થીના મગજમાં એક મહાન વ્યક્તિ તરીકે સ્થાન ભોગવતાં, અને આવડી મોટી વ્યક્તિનો સગો પોતાનો મિત્ર છે તે વાત પેડલને તો પોતાની જીંદગીમાં અતિ મગરૂબ થવા જેવી લાગતી.

એક એવી પણ વાત ચાલતી કે વ્હેપ એક વખત સ્કુલની ટીમના કૅપ્ટનને મળેલો અને કહેલું કે જો મને આ વખતે મૅચમાં રમાડો તો હું તમને લેડી વૉરનના મહેમાન તરીકે આ રજામાં લઇ જવાનો બંદોબસ્ત કરૂં. આ વાત જોકે તદ્દન સાચી

તો નહિ હોય, પણ એટલું તો સૌએ જોએલું કે ટીમનો કૅપ્ટન ટ્રેપ દરેકને વ્હેપની પાછળ દોડશે! આ વાત દરેક છોકરો સારી રીતે જાણતો, છતાં વ્હેપની હાજરીમાં ન બોલવાની ખાસ કાળજી રાખતો!

હજુ વરસાદ બંધ પડ્યો ન હતો. વ્હેપને નિરૂદ્યમી બેસી રહેવું પસંદ પડ્યું નહિ. તેણે પેડલ સાથે શેતરંજ રમવી શરૂ કરી.

'લેડી વૉરનને તો શેતરંજ બહુ જ સારી આવડતી હશે, નહિ?' પેડલે પુછ્યું.

'અરે, પહેલાં તો તેઓ એકીસાથે છ જણ સાથે શેતરંજ રમતાં! પણ હાલમાં બીલકુલ રમતાં નથી.' વ્હેપે ફેંક્યું.

મહામહેનતે રમત પુરી થઇ અને પેડલ હાર્યો.

'ચાલ, બીજી રમત રમીએ.' વ્હેપે કહ્યું.

'હવે નહિ; તમે તો બહુ સારૂં રમો છો.' પેડલે ખુશામત કરી. એને ન રમવાનું કારણ તો એ હતું કે વ્હેપનું શેતરંજનું જ્ઞાન માત્ર મહોરાંના નામ પુરતું જ હતું, ને ગઇ રમત પેડલ મહામહેનતે જાણીબુજીને હાર્યો હતો! હવે બીજી રમે અને કદાચ જીતી જવાય તો વ્હેપ સાથે દુશ્મનાવટ થાય!

'હું આજ જ આ રમત રમ્યો. પણ શેતરંજની રમત અમારા કુટુંબની જ હોવાથી મારામાં પણ તેના સંસ્કાર જન્મથી આવ્યા છે!' આટલી વાત કરી વ્હેપ ઓરડાની બહાર ગયો.

'તદ્દન જુદું!' એ શબ્દો સિહના મગજમાં ગાજતા હતા. અવારનવાર વ્હેપનો માર ખાવો, વર્ગની મશ્કરીના પાત્ર બનવું, કોઇપણ જાતની રમતમાં ખાસ ભાગ ન લેવો, કોઇપણ મિત્ર સિવાયનું અટુલું જીવન ગાળવું,—ને છતાં 'હું બહુ જ આનંદમાં છું' એવો પત્ર દર અઠવાડિયે ઘેર લખવો તે જુદાપણું નહિ તો

બીજું શું? વ્હેપ જેવા રખડેલ, પેડલ જેવા ખુશામતિયા ને બાકીના હૃદયશૂન્ય છોકરાઓને માટે ઘેર લખવું કે 'અહીં બધા વિદ્યાર્થી બહુ જ ડાહ્યા ને આનંદી છે' તે જુઠાણું નહિ તો બીજું શું?

'તદ્દન જુઠું!' એવા પડઘા ચારે બાજુથી પડતા છતાં, સિંહે તે જ પત્ર પુરો કરી ટપાલમાં નાખ્યો.

છાપામાં પ્રસિદ્ધ થએલી એકાદ નાનકડી બાબત કેટલીક વાર બહાર જનસમાજમાં કેવી અસર કરે છે તે હકીકત ઘણી વાર છાપનારની ધ્યાન બહાર જાય છે. તે જ પ્રમાણે 'ધ પબ્લિક વૉઇસ' નામના છાપામાં બહાર પડેલા એક પત્રે ડેન લૉજમાં વિચિત્ર ખળભળાટ ઉભો કર્યો. 'ધ પબ્લિક વૉઇસ'માં અવારનવાર ઈંગ્લંડની પ્રેપરેટરી સ્કુલો બાબત માબાપ તરફથી ચર્ચાના લેખો આવતા, અને તે બાબત પર શિક્ષકો અને માબાપો વચ્ચે ચર્ચાચર્ચી થતી. આ કારણે એ છાપું ખાનગી સ્કુલોના અંતઃપુર સુધી પ્રવેશ પામી શક્યું હતું. 'ધ પબ્લિક વૉઇસ'ના અધિપતિને ખ્યાલ પણ નહિ હોય કે તેમાં છપાએલા એકબે પત્રોથી કેટલાક વિદ્યાર્થીઓનાં જીવનમાં સુખદુઃખના ભરતીઓટ થશે. હસતા ચહેરા દુઃખી બનશે અને દુઃખી ચહેરા રડશે.

બાબત એમ બનેલી કે સ્કુલના ત્રીજા પીરિયડમાં ક્લાસ-માસ્તરે વાતચીતમાં 'ધ પબ્લિક વૉઇસ'માં આવેલા પત્ર પર છોકરાઓનું ધ્યાન ખેંચેલું ને પીરિયડ ખલાસ થતાં તે પત્ર વ્હેપે વાંચ્યો તથા પોતાના બીજા સોબતીઓને વંચાવ્યો. અને પછી તે બધા સિંહની ઉપર એકાએક તુટી પડ્યા.

'આ વાંચ્યું?' ડોળા કાઢી વ્હેપે સિંહને પુછ્યું.

'શું?' કાંઇ ન સમજવાથી સિંહે સામું પુછ્યું.

'આ કાગળ. આવો કચરો કાગળ લખવાનો તારી માને શો હક્ક છે? જરા શરમા!' વ્હેપનો ગુસ્સો વધ્યો અને છાપું તેણે સિંહના નાક આગળ ધર્યું. છાપામાં નીચે પ્રમાણે પત્ર હતો:

'અધિપતિ સાહેબ, આવા મોંઘવારીના જમાનામાં જ્યારે માણસોને પેટપુરતું ખાવા પણ મળતું નથી ત્યારે ખાનગી નિશાળો પોતાની ફી વધારીને જબરી કમાણી કરે છે તે ઓછું શરમાવા જેવું નથી. આથી વિશેષ શરમાવાનું તો એ છે કે જ્યારે આપણા છોકરાઓએ વિશેષ કામ કરવું જોઇએ ત્યારે સ્કુલમાસ્તરો મોટાંમોટાં વૅકેશનો પાડી તેમને આળસુ બનાવે છે. ટૂંકામાં વધુ પૈસા લઇ થોડું ભણાવે છે. —લિ. મીનાક્ષી સિંહ

સિંહ પત્ર વાંચી રહ્યો એટલે વ્હેપે તેને પુછ્યું, 'બોલ, આ કાગળ કોણે લખ્યો?'

'મને ખબર નથી.' સિંહે હસીને ઉત્તર વાળ્યો.

'મીનાક્ષી સિંહ તારે શું થાય?' વ્હેપે પુછ્યું.

'કાંઇ નહિ.' સિંહે ટૂંકો જવાબ વાળ્યો.

'કોઇ પણ સારા કુટુંબની સ્ત્રી છાપામાં આવું ન જ લખે.' વ્હેપે કહ્યું.

'પણ આ પત્ર મારી માએ લખ્યો જ નથી.' સિંહે મક્કમપણે ઉત્તર દીધો.

'તો તારી માનું નામ શું છે કહે.' વ્હેપે પુછ્યું.

સિંહે જવાબ આપવાની ચોખ્ખી ના પાડી. પેડલ કહે કે તેણે એક વખત સિંહના તેના ઘરના પત્રના સરનામા પર 'મ' અક્ષરથી શરૂ થતું નામ વાંચ્યું હતું. બધા કહે સિંહ જુઠો. તેણે આપણી સ્કુલની વાત ઘેર લખેલી, અને તેની માએ તે વાત છાપામાં આપી. સિંહે ફરીને મક્કમપણે કહ્યું કે 'તે વાત

તદ્દન જુદી છે. મારી મા એવું કાંઇ કદિ લખે જ નહિ.' વ્હેપ કહે, 'એ જુઠો છે; નાખો એને નીચે.'

બસ, વ્હેપના હુકમની સાથે જ બેચાર છોકરા સિલ પર તુટી પડ્યા. એકે ડિક્શનરી લઇને તેના માથા પર મારી. સિલનો પગ લથડ્યો અને તે નીચે પડ્યો. તેવા જ છોકરા તેના ઉપર ચડી બેઠા. બધા કહે, 'બોલ, તારી માનું નામ શું?' સિલ કહે કે 'તેનું નામ ગમે તે હોય, પણ તેણે આ પત્ર લખ્યો જ નથી.' મોટા ચાર છોકરાની નીચે એક પરદેશી છોકરો શું કરે? તેના વાળ ફીંદાઇ ગયા, કોટનાં બટન તુટી ગયાં, ચોપડીઓ વેરણ-છેરણ થઇ ચારે બાજુ ઉડવા લાગી, તેનો ચહેરો લાલચોળ થઇ ગયો અને આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં. એટલામાં દૈવ-યોગે ડેન લૉજનો કૅપ્ટન અને હેડબૉય ગૅરેટ ત્યાં થઇને નીકળ્યો. તેણે એક હાંકલ પાડી કે તરત વ્હેપ અને બધા છોકરા સિલને છુટો મુકી ઉભા થઇ ગયા.

'કાં સિલ, શું હતું?' ગૅરેટે સિલને માથે હાથ ફેરવતાં પુછ્યું. સિલે ફરિયાદ કરવી વ્યાજબી ધારી નહિ અને 'કાંઇ નહિ' એમ કહી પોતાનાં પુસ્તકો ભેગાં કરવા લાગ્યો. ત્યાં વ્હેપ એકદમ આગળ આવી છાપું બતાવી ગૅરેટને કહેવા લાગ્યો, 'જુઓ આપણી સ્કુલને માટે સિલની મા કેવું લખે છે તે.'

'કોઇ છોકરાની મા અથવા બાપ છાપામાં ગમે તે લખે; પણ તેનું વેર લેવાનું કામ તને કોણે સોંપ્યું છે?' લેખ વાંચતાં-વાંચતાં ગૅરેટે કહ્યું: 'તું શા પરથી માને છે કે આ વાત આપણી જ સ્કુલને માટે છે, અને લખનાર બાઇ સિલની મા થાય?'

'સિલ પોતાની માનું નામ કહેવાની ના પાડે છે, માટે આ તેની મા જ હોવી જોઇએ.' વ્હેપે દલીલ કરી.

'તારી રીતભાત જો હવેથી બરાબર નહિ જોવામાં આવે તો તને શી સજા કરવી તે મને બરાબર આવડે છે. જાઓ અહીંથી.' ગૅરેટે રોફ માર્યો અને છોકરા ત્યાંથી ચાલ્યા ગયા. માત્ર સિહ જ પોતાની ચોપડીઓ ભેગી કરવામાં રોકાયો હતો. તે જ્યારે જવા માટે તૈયાર થયો ત્યારે ગૅરેટે તેને પુછ્યું, 'સિહ, આ પત્ર તારી માએ લખેલો છે?'

'ના, મારી મા કોઇ દિવસ આવી બાબત પર લખે જ નહિ, અને આ પત્ર તેણે લખ્યો જ નથી.' સિહે સ્પષ્ટ જવાબ આપ્યો.

'જો, હવેથી પેલા રખડાઉ છોકરા તને હેરાન કરે તો મને કહેજે; હું બંદોબસ્ત કરીશ.' ગૅરેટે કહ્યું.

સિહ તેનો ઉપકાર માની પોતાની ઓરડીએ ગયો.

**આ** પ્રમાણે ગૅરેટના અકસ્માત આવવાથી સિહ પોતાના પંજામાંથી છટકી ગયો એ વાત બ્હેપને જેટલી દુ:ખકર થઇ તેના કરતાં લેડી વૉરનના ભત્રીજાની, એક સારા ક્રિકેટીઅરની, અને પોતાના વર્ગના નાયક, એવા પોતાની આબરૂ ગૅરેટે બધાની સમક્ષ ધુળ ભેગી કરી નાખી, અને તે પણ હિંદુસ્તાનના એક છોકરા સમક્ષ, એ વાત તેને વધુ દુ:સહ થઇ પડી.

ડેન લૉજના હેડ–બૉય, ક્રિકેટ ટીમના કૅપ્ટન અને પોતાનાથી ઉમરમાં બમણા મોટા ગૅરેટ પર વેર લેવું તો અશક્ય હતું, પણ આ અપમાનનો બદલો નાના સિહ પર લઇ પોતાનો ક્રોધ શમાવવો તે બાબત પર બ્હેપ કૃતનિશ્ચય થયો, અને જે છાપામાંથી પોતાને સિહને પજવવાનો ખોરાક મળ્યો હતો તે છાપાનો તેણે આશ્રય શોધ્યો. દરરોજ વહેલો ઉઠી સવારે 'ધ પબ્લિક વૉઇસ' અથથી ઇતિ સુધી વાંચી જવાની ટેવ પાડી.

એક દહાડો સવારે છાપામાંની એક હકીકત વાંચતાં જ તે ધ્રુજી ઉઠયો. છાપાના કાગળ જેવો તેનો ચહેરો સફેદ થઈ ગયો અને છાપું એવા તો જોરથી હાથમાં પકડયું કે જાણે તે તેના ટુકડે-ટુકડા કરી નાખશે. ક્લાસમાં જવાની તો તેની હીંમત જ રહી નહિ અને તે સીધો સ્કુલના ડૉકટર પાસે ગયો.

'કેમ વ્હેપ, શું છે? ડૉકટરે પુછયું.

'ટાઢ વાય છે અને તાવ આવ્યો લાગે છે. તો મને આજ વર્ગમાં ન જવાની રજા અપાવો.' વ્હેપે કહ્યું.

'કેટલો તાવ છે તે માપી જોયું?' ડૉકટરે પુછયું.

'હા, એકસો ને ત્રીસ ડિગ્રી!' વ્હેપે ગડાવ્યું.

ડૉકટર સહેજ હસ્યો અને કોઇની પણ શરમ ન રાખે તેવું થર્મૉમિટર વ્હેપના મોંમાં મુકી જોયું.

'તને બીલકુલ તાવ નથી; તારે ક્લાસમાં જવું જ પડશે.' થર્મૉમિટર જોતાં ડૉકટરે જણાવ્યું, ને ફિક્કો પડી ગએલો વ્હેપ હવે ક્લાસમાં શું કહેવું તે ગોઠવતો ધીમે પગલે ક્લાસ તરફ વળ્યો.

વ્હેપની ચિંતાનું કારણ માત્ર તે જ સવારે 'ધ પબ્લિક વૉઇસ'માં પ્રસિદ્ધ થએલો એક પત્ર હતો. તે પત્ર તેનાં માનવંતાં કાકા લેડી વૉરને લખ્યો હતો અને તેમાં જણાવ્યું હતું કે મીનાક્ષી સિંહના પત્રને પોતે અક્ષરેઅક્ષર મળતાં છે, અને તે બાબત પર વિશેષ સખ્ત ટીકા કરી લખ્યું હતું કે આ લેખ સાથે હું મારા પોતાના સરનામાનું કાર્ડ મોકલું છું!

'કાં તમે વાંચ્યું?' ક્લાસમાં દાખલ થતાં વ્હેપે સૌને પુછયું. 'હા, મેં વાંચ્યું; પણ તે તદ્દન તરકટ હોવું જોઇએ. તમારાં ફઇબા આવું લખે જ નહિ.' પેડલે બચાવ શોધી કાઢી વ્હેપની ખુશામત કરી. બીજા બધા વિદ્યાર્થીઓએ આ સુચના ઉપાડી લીધી.

'હું તો તે વાંચીને બહુ જ ખુશ થયો છું. તમારે વ્હેપની જેટલી ખુશામત કરવી હોય તેટલી કરો; પણ લેડી વૉરનનો પત્ર બરાબર જ છે.' બારણામાં આવી ઉભા રહેલા નાના સિંહે ઉપરનું વાકય ઉચ્ચાર્યું. આટલું લાંબું વાકય તે આજદિન પર્યંત કદિ બોલ્યો ન હતો!

'મારાં ફઈબા કદિ લખે જ નહિ. તેં જ તારે ઘેર, અમે તને કેવો હેરાન કરીએ છીએ તે લખેલું, તેથી તારાં માએ લેડી વૉરનના નામથી આ બીજો પત્ર છપાવ્યો છે. તદ્દન તરકટ અને જુઠાણું છે.' વ્હેપે ગુસ્સે થઈ સિંહને કહ્યું.

'પણ પત્ર સાથે સરનામાનું કાર્ડ મોકલેલું છે તે કાંઇ બીજું કોઇ બનાવી શકે નહિ.' સિંહે દલીલ કરી. દલીલ એવી હતી કે વ્હેપને તેનો કાંઈ ખાસ જવાબ જડયો નહિ. પેડલ પણ કાંઈ બીજી બારી શોધી શકયો નહિ. સૌ છોકરા અંદરઅંદર કોણીઓ મારી વ્હેપની બગડી જતી બાજી જોવા ઉત્સુક થયા.

'તુ પણ જુઠો છે, અને તારી મા પણ હલકી છે. તમે બંનેએ મળી આ કાવતરૂં મારી વિરૂદ્ધ કર્યું છે. તમે નીચ અને . .'

પરંતુ વ્હેપ પોતાનું આ વાકય પુરૂં કરી શકયો નહિ. એકાએક સિંહે તરાપ મારી વ્હેપના મોઢા પર એક એવો તો સજ્જડ તમાચો માર્યો કે વ્હેપ નીચે ગબડી પડ્યો. બીજા છોકરા હવે હીમતમાં આવી 'સાબાશ, સિંહ, સાબાશ!' બોલવા લાગ્યા. આટલા નાના છોકરાની આ હીમત જોઈ બધા ચકિત થઇ ગયા. સિંહ આવેશમાં ધ્રુજતો હતો. પોતાને થતા અપમાનની અથવા હરકતની તેને બહુ નહોતી પડી, પણ જ્યારે પોતાનાં માતુશ્રીના નામને પણ ગમે તેમ વપરાતું જોયું ત્યારે તેનો ગુસ્સો હાથમાં રહી શકયો નહિ અને તેણે વ્હેપ પર હુમલો કર્યો. એક

નાના છોકરાથી પોતે ગભડી પડ્યો તથા પોતે જેને પોતાના માનતો હતો તે વિદ્યાર્થીઓ પણ સિહને શાબાશી આપવા લાગ્યા, એ જોઇ વ્હેપ ખુબ શરમાઇ ગયો. સિહ પર તેને ખુબ ઝાંઝ ચડી, પણ શું કરવું તે સુઝ્યું નહિ. પોતે સિહની માનું વિના-કારણ કરેલું અપમાન તે ભારે ગુનોહ છે એમ તેને લાગ્યું. ગૅરેટે આપેલી ધમકી પણ યાદ આવી અને છાપામાં આવેલો પત્ર લેડી વૅારને લખેલો નીકળે તો માસ્તરો શું કહેશે એ વિચારની પરંપરાથી માર ખાધેલા કુતરા જેવો લપાતોલપાતો બેન્ચ પર જઇને બેસી ગયો અને પેડલ સાથે છાનોમાનો વાત કરવા લાગ્યો, તથા શું કરૂં કે સિહ પોતાને આખી જીંદગીભર યાદ કરે તેના મનમાં વિચાર કરવા લાગ્યો.

ઉપરની બીના બન્યા પછી આઠ દિવસે ડેન લૅાજમાં અગામી મૅચની તૈયારી થવા લાગી. સવારસાંજ ક્રિકેટની પ્રૅક્ટિસ જોસ-ભેર શરૂ થઇ અને વ્હેપ પણ પોતાના નાના મંડળમાં કદાચ પોતે આ વખતે રમવામાં ચુંટાય તેવી વાતો કરવા લાગ્યો. એક સવારે તે નાસ્તો કરતો હતો એવામાં તેને ખબર મળ્યા કે હેડબૅાય ગૅરેટ અને કેટલાક મોટા વિદ્યાર્થી તેને બોલાવે છે.

'બરાબર, કદાચ મને ટીમ તરફથી રમાડવાનો હશે.' વ્હેપે પાસે બેઠેલા બીજા વિદ્યાર્થીઓને વાત કરી અને ઉમંગમાં ને ઉમંગમાં જલદી નાસ્તો પુરો કરી ગૅરેટના ઓરડા તરફ ઉપડ્યો. તે દરરોજ 'ધ પબ્લિક વૅાઇસ' વાંચતો, પણ આજ વાંચ્યું ન હતું, કારણકે આખા વર્ષમાં પોતે ક્રિકેટ મૅચોમાં કેટલા રન કર્યાં હતા તેના સરવાળા અને ટકા કાઢવામાં તે રોકાયો હતો.

'કેમ વ્હેપ, લેડી વૅારન તારાં ફઇબા થાય, નહિ ?' ગૅરેટે પુછ્યું.

ચડી ગયો. દોરડું પણ તેના ખભા અને ડોકની વચ્ચે ભરાઇ રહ્યું એટલે ઉપર ચડવા વિષેની ધાસ્તી રહી નહિ.

શ્વાસ જરા સમાયો અને શ્રમિત સ્નાયુઓ સ્વસ્થ થયા એટલે તેણે માળામાં નજર નાખી. નાનો ભેરી ધાસ્તીથી આંખો મીંચી પડ્યો હતો. તેને તેણે લઇ સાથે લાવેલી પોતાને ખભે લટકતી ટોપલીમાં મુકી દીધો અને બાકીનાં બે બચ્ચાંને તેમનાં માબાપના સંતોષ ખાતર રહેવા દીધાં.

ઘડીભર થાક ખાઈ અબ્દુલે ઉપર ચડવાનો વિચાર કર્યો. આંખે અંધારાં આવે એવા નીચેના ઉંડાણ તરફ તથા છાતી પર તોળાઇ રહેલી ખડકની ધારો પર હીમતથી તેણે એક ઉતાવળી દૃષ્ટિ ફેંકી અને પોતે કેવું ભયંકર સાહસ ખેડ્યું હતું તેનો ખ્યાલ આવતાં ભય અને અભિમાનની મિશ્ર લાગણીથી તેને આખે શરીરે ફરીથી એક તીણી કમકમાટી પસાર થઇ ગઇ.

તરત તેણે દોરડું મજબુત પકડી હીંચકો ખાધો અને પાછો પ્રથમની માફક ખીણમાં લટકવા લાગ્યો. હાથ ઉપર હાથ મારતો તે ઉપર ચડતો જાય ને ઇમાની તેને ખેંચતો જાય. વચ્ચે ધારનો એક પત્થર જરા વધારે આગળપડતો હોવાથી શરૂઆતમાં તેને ચડતાં બહુ આકરો પ્રયત્ન કરવો પડ્યો. ઇમાની તેને સીધે-સીધો ઉતાવળે ખેંચી શકે તેમ ન હતું કેમકે તેમ કરતાં પત્થર અબ્દુલને અફળાવાની તથા દોરડું ઘસાવાની ધાસ્તી હતી. અંતે મહા મુસીબતે એ નાનકડું લાગતું કપરૂં વિઘ્ન પણ વટાવ્યું અને ફાટેલું પાટલુન, પરસેવે ભીનું થએલું શરીર તથા લોહીલોહાણ ચહેરો લઈ અને આળી થએલી હથેલીઓ ચચવાળતો તે ઉપર પહોંચી ઇમાની સામે જઇ ઉભો ત્યારે હેત અને શાબાશીના ઉમળકાથી એ અનુભવી વૃદ્ધ પહેરેગીર તેનો બરડો થાબડ્યા

સિવાય રહી શક્યો નહિ.

પહેલા ચાર દિવસ તો બેરી આ નવા વાતાવરણમાં ખાધા-પીધા વિના શૂનમૂન થઇ પડી રહ્યો. પણ પછી તે ધીમેધીમે અબ્દુલનો એટલો બધો હેવાયો થઇ ગયો કે તેના વગર રહે જ નહિ. તેને જુએ કે ઉડીને તેને ખભે બેસી જાય, પાંખો ફફડાવે, ખાવા માટે ચાંચ પહોળી કરે અને ઝીણોઝીણો અવાજ કરે. આથી તેને પીંજરામાં પુરવાની જરૂર રહી જ નહિ. તે છાપરા ઉપર અથવા ફળિયામાં સિલ્વર ઓકનું એક ઝાડ હતું ત્યાં બેસી રહેતો.

હવે તો એ ત્રણ માસનો થવા આવ્યો હતો અને તેનું રૂપ ખીલ્યું હતું. તેની છાતી ઉપર કાળાં પીછાંની સુંદર લીટીઓ તરી આવી; તેની પીઠ અને માથું રાખોડિયા રંગનાં થયાં; તેની બેસવાની ઢબમાં રૂઆબ આવ્યો; તેની આંખોમાં ખુનરેજીની ચમક આવી; અને તેની વાંકી ચાંચ ચોખ્ખા ઓપેલા પોલાદની હોય તેવી મજબુત બની. આમ તેને અચ્છો નમુનેદાર બેરી બનેલો જોઇને અબ્દુલનો હરખ તો માતો ન હતો. તેણે હવે તેને તાલીમ આપવાનો વિચાર કર્યો. પોતાના બાપની લશ્કરી પલટનના જાણીતા વિમાન ઉપરથી તેનું નામ અબ્દુલે 'ફૉર્કર' પાડ્યું.

તાલીમ માટે અબ્દુલ હમેશાં તેને લઇ બહાર પર્વતોમાં જાય. તેની આંખ ઉપર અંધારી ચડાવી એક મરેલું કબુતર દૂર ટાંગે, અને પછી અંધારી ખસેડી ફૉર્કરને તે શિકાર બતાવે. ફૉર્કર થોડુંક ઉડે, પછી ચાલે, અને પંજા વતી કબુતરને પકડી તેના ઉપર ચડી બેસે અને પંજા વતી તેની છાતી ચીરે. તેની આવી ધીમી રીતથી અબ્દુલને સંતોષ થયો નહિ. હવે તેણે મરેલા કબુતરને દોરી વતી બાંધી તે દોરીનો છેડો લાકડી સાથે બાંધ્યો. પછી લાકડી વતી આ કબુતરને તેણે ગોળ ફેરવવા

માંડ્યું અને ફૅર્કરને તેના ઉપર છોડવાની વ્યવસ્થા કરી. આથી ફૅર્કરમાં હીમત તથા ચપળતા આવ્યાં અને તેની ચાલાકી તથા ઝડપ વધ્યાં. પણ હજી તે કબુતર પર ઉપરથી હુમલો કરી તેને દાબી દેવાને બદલે નીચેથી હુમલો કરતો અને પંજા વડે તેને પકડતો.

એક સવારે અબ્દુલ, આગલી રાત્રે થએલા નાટકના ઉજાગરાથી મોડે સુધી ઉંઘતો હતો; એવામાં ત્યાં ભેરી ફૅર્કર આવ્યો. તેને ભુખ લાગી હતી. તેણે અબ્દુલને જગાડવા ઘણા અવાજ કર્યા, પણ અબ્દુલે તો પડખું ફરી ઘોરવાનું જારી રાખ્યું. અંતે થાકીને ફૅર્કર બારીમાંથી ઉડ્યો અને સિલ્વર ઓક પરની પોતાની હમેશની જગ્યાએ આવીને બેઠો. ભુખ પણ કકડીને લાગી હતી. એવામાં તેણે ઝાડ પર એક કબુતરને ઉડતું જોયું અને ફૅર્કર તેની પાછળ ઉપડ્યો.

આ કબુતર પણ પેલા સ્ટોરકીપર રહેમતુલ્લાનું જ હતું, જેણે ભેરીનાં માબાપનો જાન લીધો હતો. રહેમતુલ્લા પેશાવરનો પ્રખ્યાત વેપારી હતો. સરકારી લશ્કરને તે બધો સામાન પુરો પાડતો; ઉપરાંત લડાઇના વખતમાં સંદેશા લઇ જવા-લાવવાના કામ માટે જાતજાતનાં કબુતરો પણ પાળતો તથા તેમને તાલીમ આપતો. તેની પાસે કેટલાંક તો બહુ જ ઝડપથી ઉડનાર તથા ધારેલે સ્થળે સંદેશા પહોંચાડે તેવાં ઉમદા કબુતરો હતાં. ફૅર્કર જેની પાછળ પડ્યો હતો તે તેના ઉમદા સટમાંનું જ એક કબુતર હતું. એકાએક તેનાં માણસોએ ભેરીની બુમ કરી. પણ રહેમતુલ્લા બહાર આવીને જુએ ત્યાં તો ફૅર્કર તેના કબુતરને નીચેથી પકડી ક્યાં નો ક્યાં ચાલ્યો ગયો! રહેમતુલ્લાએ આ ભેરીને પણ ઠાર કરવાના સોગંદ લીધા.

સોગંદ ઘણી વાર શક્તિ કરતાં ગુસ્સાના પરિણામ રૂપે

નીકળે છે. તેને કંઇ પ્રતિજ્ઞા જેટલું ગૌરવ આપી શકાય નહિ. એક વખત અકસ્માત ગોળીબારથી બેરી માર્યો એટલે કાંઇ નિશાનબાજ બની જવાયું? પચીસ વાર દૂર દોડતું ગધેડું પણ ચુકી જાય એવી તો રહેમતુલ્લાની નિશાનબાજી હતી! અને ફૅર્કરને રહેમતુલ્લાના સોગંદની શી ખબર કે પરવા હતી? એણે તો એક વાર સ્વાદ ચાખ્યો એટલે વારંવાર તેના મકાન ઉપર ભમવા માંડયું. ધીમેધીમે રહેમતુલ્લાનાં કબુતરો ઓછાં થવા લાગ્યાં.



કેટલીક વાર તો ફ્રૉંકેર ખુબ ઉંચે ચડતો અને પછી કલાકના બસો માઇલની ઝડપે, બંદુકની ગોળીની પેઠે નીચે પડી રહેમતુલ્લાનાં સીત્તેર કબુતરમાંથી ધારેલું કબુતર ઉઠાવી વિજળી માફક ગુમ થઇ જતો! રહેમતુલ્લાની બંદુકની ગોળીનો તેને મન કાંઇ હિસાબ નહોતો.

દિવસે દિવસે તે શિકારના કામમાં વધુ ને વધુ પાવરધો થતો ગયો, અને પોતાની શિકાર કરવાની રીતમાં નવીનતા લાવતો ગયો. જે કબુતરને મારવું હોય તેના ઉપર પહેલાં નીચેથી હલ્લો કરે અને ધીમેધીમે તેને ઉંચે ને ઉંચે લઇ જાય. પછી તેને પોતાની ઝડપમાંથી બચી જવા દઇ નીચે ઉતરવા દે. જ્યારે તે બંને વચ્ચે અંતર વધે ત્યારે તે માથું નીચું કરી, પાંખો જાણે શરીરે ચોંટાડી દીધી હોય તેમ શરીર સંકોચી તેના ઉપર પડતું મુકે. ખરતા તારાની જેમ પંદર સેકંડે એક માઇલની ઝડપે સુસવાટ કરતો તે નીચે ઉતરે—પડે! એક સુસવાટો, એક ઝડપ અને આંખના પલકારામાં તો શિકારને પગમાં પકડી ફ્રૉંકેર અદૃશ્ય! બંદુકથી કોઇ તેને આંટી શકે નહિ; કોઇ પણ જાતના અવાજથી તે બીએ નહિ.

રહેમતુલ્લાનાં કબુતરો દિવસે દિવસે ઓછાં થવા લાગ્યાં અને તેનો ગુસ્સો ભભુકતો ગયો. ઘણો યે ધુઆંપુંઆં થાય, પણ શું ચાલે? રહેમતુલ્લાનું એક ખાસ કબુતર હતું. ફ્રૉંકેર સાથે તેને બેત્રણ વખત ભેટો થએલો; પણ તે બહુ અનુભવી અને ચપળ એટલે બચી ગએલું. તે ઉડતું હોય અને ક્યાં ય ફ્રૉંકેર દેખાય કે તરત તે નજર ચુકાવી મકાનમાં છુપાઇ જાય. પણ એક વખત ફ્રૉંકેરે તેને ઓચિંતું સપડાવ્યું. પછી તો પોતાની રીત મુજબ નીચેથી હુમલો શરૂ કરી તેને અદ્ધર ને અદ્ધર

ઉડાડ્યું. ઝપાટાબંધ કબુતર ઉંચે ચડતું હતું અને ફ્રૉકર, તેને હંફાવવા માટે વધુ ને વધુ ઝડપ વધારતો તેને અદ્ધર ચડાવ્યે જતો હતો. દોઢેક માઇલ ઉંચે ખેંચી ગયા પછી ફ્રૉકરે તેને નીચે ઉતરવાને સગવડ આપી. કબુતર થોડુંક નીચે ઉતર્યું હશે, ત્યાં તો ફ્રૉકરે માથું નીચું કરી પત્થરની માફક તેના પર પડતું મુક્યું. પરંતુ કબુતર પણ ચાલાક હતું. ચપળતાથી થોડુંક ખસી જઇ તેણે ફ્રૉકરની ઝડપ ચુકાવી દીધી! અદ્‌ભુત ચાલાકીથી શરીર વાળી લઇ, પાંખો પહોળી કરી ફરીથી ફ્રૉકર ગુલાંટ મારી અદ્ધર ચડ્યો અને પાછું પડતું મુક્યું. ફરીથી કબુતર તેનો હુમલો ચુકાવી છટકી ગયું. આમ દરેક વખતે કબુતર ખસી જાય અને ફ્રૉકર ચુકે.

આમ કરતાંકરતાં તો તેઓ ઠેઠ રહેમતુલ્લાના મકાન પાસે આવી પહોંચ્યાં. ફ્રૉકરે પોતાની બધી શક્તિ તથા યુક્તિ અજમાવી છેલ્લો પ્રયત્ન કર્યો અને કબુતરને નીચે જવા દઇ ઘણી જ ઝડપથી તેના ઉપર પડતું મુક્યું. આ વખતે આજુબાજુની બુમોથી રહેમતુલ્લા બહાર આવી પહોંચ્યો હતો. હમણાં કબુતર સપડાયું એમ સૌને થયું; પણ નહિ. કબુતર ચાલાકીથી ખસી ગયું અને ફ્રૉકર આજે ત્રીજી વાર માત્ર ચાર ઈંચે ચુક્યો. પોતે કેવા ભયમાં છે એ પરિસ્થિતિ તો તે કળી ગયો હતો એટલે ઝડપથી ગુલાંટ મારી જોતજોતામાં તે અદૃશ્ય થઇ ગયો અને રહેમતુલ્લાનું સૌથી વધુ કીમતી કબુતર, જેને તે રાજા કહેતો તે, બચી ગયું.

રહેમતુલ્લાએ હવે તેને બંદુકથી નહિ પણ દગાથી મારવાનો વિચાર કર્યો. જેમ આ ફ્રૉકરના બાપને તેણે ઝેર દઇ માર્યો હતો તેવી જ રીતે આને પણ મારવા માટે તેણે એક મરેલા કબુ-

તરમાં ઝેરી માંસ ભરી ઝાડ પર ટીંગાડયું. પણ ફૅાકૅર જેનું નામ! એ કંઇ આવી જાળમાં ફસે? એવા અજીઠા મરેલા ખોરાકથી તે લોભાય તેમ ન હતો. તેને તો કબુતર રાજાને પકડવામાં જ ખરી મઝા પડતી હતી. તેણે તો એ મરેલા કબુતર તરફ નજર સરખી પણ ન કરી. રહેમતુલ્લાની આ યુક્તિ નિરર્થક ગઇ.

હવે રહેમતુલ્લાએ એક બીજી યુક્તિ કરી. તેણે એક નાની કાડી (લાકડી) કબુતર રાજાને પગે લટકતી બાંધી અને તેના ઉપર લાસો (બહુ જ ચીકણો પદાર્થ—વડ–પીપળાનું દુધ) ચોપડયો. હમેશના નિયમ મુજબ ફૅાકૅર રાજાની શોધમાં તેના મકાન ઉપર દેખાયો એટલે તેણે રાજાને હવામાં છોડયો,—એમ ધારીને કે રાજા ઉપર હુમલો કરતાં ભેરી પેલી કાડી ઉપર ચોંટી જશે અને બંને નીચે પડશે.

રહેમતુલ્લાના હાથમાંથી છુટીને રાજા હજી પુરો ઉંચે પણ નહોતો ચડયો એટલામાં તો ફૅાકૅરે તેના ઉપર પડતું મુકયું. રાજા આ ઓચિંતા હુમલાથી એવો તો ગભરાયો કે ખસી શકયો નહિ. ભેરીએ તેને પકડયો. કાડી તો નીચે જ લટકતી રહી ગઇ અને પંજામાં રાજાને પકડી રહેમતુલ્લાથી માત્ર ચાળીસ વાર ઉંચે થઇને ઉડી નીકળ્યો. રહેમતુલ્લાના હાથમાં બંદુક તૈયાર હતી. એ અવાજ કર્યા વિના કેમ રહે? તેણે બાર કર્યો, —પણ ચુકયો. માત્ર એક જ છરો ભેરીના પગમાં વાગ્યો. ભેરીએ ગુસ્સાથી ચિત્કાર કર્યો, મરેલા રાજાને પડતો મુકયો અને ઉડી ગયો.

ઘાયલ થએલો ભેરી ઉડયો, ઉડયો તે બસ ઉડયો જ: નદીઓ પર નદીઓ અને મેદાનો પર મેદાનો તે ઓળંગી ગયો. પર્વતની અનેક શિખરમાળાઓ વટાવી ગયો. મધ્ય એશિયાનાં વિશાળ રણ જેવાં મેદાન, તેમાં કયાંકકયાંક ઝાડનાં ઝુંડ, અને

ઉંચેથી ખાબોચિયાં જેવાં લાગતાં સરોવરો તેણે વટાવ્યાં. કીડીના હાર જેવી લાગતી દોડતી રેલ ગાડીના તેણે આછા ધુમાડા જોયા; પેન્સિલના લીટા જેવા ઉંચેથી દેખાતા ટ્રેનના પાટા અને બંને બાજુ રેતીનાં ઉજ્જડ મેદાન તેણે જોયાં. મોટેમોટે અંતરે આવતાં સમરકંદ અને બુખારા જેવાં મોટાં શહેરોની મસ્જિદો; મિનારાઓ, સફેદ ઘુમ્મટો અને માલ ભરી જતાં ઉંટની હારોની હારો તેની નીચે સીનેમાની ફિલ્મની માફક પસાર થઇ ગઇ. પણ તે તો ગુસ્સામાં ઉડયે જ જતો હતો;–કલાકના ૧૨૦ માઇલની ઝડપે નીચેનો પ્રદેશ પસાર થઇ જતો હતો!

ઉડતાં ઉડતાં તે બાજ મેળવ્યે જતો હતો. હવે તો તેણે પોતાની નીચે જમીનને બદલે સાગર જેવું વિશાળ કાસ્પિયન સમુદ્રનું પાણી ઉછળતું જોયું અને તેની ઉપર નાનીમોટી સ્ટીમરો તથા ઉંચેથી સફેદ બતકાં જેવાં દેખાતાં વહાણો ડોલતાં જોયાં. પશ્ચિમ કિનારા ઉપર, ભુરા આકાશને રંગવા મથતી ચિતારાની પીંછીઓ જેવી બાકુનાં ગ્યાસતેલનાં કારખાનાંની અનેક ચીમનીઓ ધુમાડાના ગોટેગોટા અદ્ધર ફેંકી આકાશને કાળું કરવા મથી રહી હતી તે તેણે જોયું. આ બધું જોતો તે તો પશ્ચિમ દિશામાં ઉડયે જ જતો હતો. ડાબી બાજુએ ઇરાનનો ઉચ્ચ પ્રદેશ અને જમણી બાજુએ કૉકેસસ પર્વતની અડગ હારો આવી રહી હતી. તે કેટલું ઉડયો તેનું તેને ભાન રહ્યું ન હતું.

અંતે તે એક બહુ જ વિચિત્ર પ્રદેશમાં આવી પહોંચ્યો. અહીં વારંવાર મોટીમોટી મેઘગર્જના જેવા અવાજ સંભળાતા હતા અને ધુમાડાના ગોટેગોટા અદ્ધર ચડતા હતા. રાત્રિના અંધકારમાં પ્રકાશના મોટામોટા થાંભલા * આખા આકાશને

* સર્ચલાઇટ



ડાર્ડેનલ્સમાં ભેરી

ટેકો દેતા હોય તેમ ઉભા થતા ને પ્રચંડ ગર્જનાઓ સાથે પાછળ અગ્નિના ભડકા દેખાતા. એક તો વળી તેણે બહુ જ અજાયબ જેવું જોયું. એ મોટાં રાક્ષસી પક્ષીઓ§ આવેશથી સામસામાં લડતાં હતાં. અંતે એક ભયંકર અવાજ પછી તેમાંથી એક નીચે પડતું. તેમની ઝડપ તો પોતાનું પણ માન મુકાવે એવી લાગી. એ વિચિત્ર પક્ષી–રાક્ષસને બરાબર નિહાળતા તે હીમત કરીને સહેજ અદ્ધર ચડયો, ત્યાં અચાનક એક કબુતર તેની નજરે ચડ્યું. તેના ઉપર તે ઉતર્યો. ત્યાં તો તેણે એક મોટા મકાનના

§ એરોપ્લેન

છાપરામાં બીજાં ઘણાં કબુતરો જોયાં. આ જ મકાન તેણે પોતાના વાસ તરીકે પસંદ કર્યું.

હવે તો ગર્જનાઓ એટલી બધી વધતી જતી હતી અને રાત્રે પેલાં રાક્ષસી પક્ષીઓનો ફડફડાટ એટલા તો જોરથી સંભળાતો હતો કે ફૉકર આ બધી ધમાલથી કંટાળી ગયો. આ બધું શું છે તે તો એ કાંઈ સમજી શક્યો નહિ; પણ તેનો કંટાળો એટલો બધો વધી ગયો કે થોકબંધ કબુતરોનું ભોજન હમેશ તૈયાર મળે એવું આ લાલચભર્યું સ્થાન પણ છોડવાનો તેણે નિશ્ચય કર્યો.

એક દિવસ ઘણે દૂર ઉંચે બહુ જ ઝડપથી પસાર થતું એક કાળું ટપકું તેણે આકાશમાં જોયું. તેની તીક્ષ્ણ આંખો, એ શું છે તે બરાબર સમજી ગઇ, અને તરત તે તેની પાછળ પડ્યો. બે કલાક સુધી તેણે તેનો પીછો પકડી પાછળ ઉડ્યે રાખ્યું, અને પેલા વિચિત્ર અવાજ તથા પ્રકાશવાળું સ્થળ તો જોતજોતામાં અઢી સો માઇલ પાછળ રહી ગયું! આ પ્રમાણે, બ્રિટિશ નૌકાના હુમલાથી અસ્તવ્યસ્ત થએલી ડાર્ડેનલ્સની સામુદ્રધુની અને તે પરના ગૅલીપોલી બંદરનું પોતાનું સ્થાન ફૉકરે થોડા નિવાસ પછી છોડ્યાં અને સીધું ફરી પૂર્વ દિશામાં પેલા કાળા ટપકા પાછળ વહેતું મુક્યું.

અહીં તે રોજનાં બે કબુતરનો શિકાર કરી, પેટ ભરી દિવસ ને રાત નીરાંતે સુઇ રહેતો. આખો દિવસ આજુબાજુ મોટીમોટી ગર્જનાઓ તથા ચિત્રવિચિત્ર અવાજો સંભળાયા કરતા. રાત્રે ગર્જનાના કડાકા અને અગ્નિના ભડકા ઉપરાંત મોટામોટા પ્રકાશન સ્થંભ દિવસ જેવું અજવાળું કરી મુકતા. એક વખત તો આખી રાત એટલું બધું અજવાળું રહ્યું કે તે

એક કબુતરનો શિકાર કરી શકયો.

ધીમેધીમે એ ટપકાએ પક્ષીની આકૃતિ પકડી. તે એક માદા બેરી હતી. તેણે ફૅકિરને કયારનો પોતાની પાછળ આવતો જોયો હતો, પણ તેની કશી દરકાર કર્યા વિના મિજાજમાં એ ઉડયે જ જતી હતી. ફૅકિર પણ એનો કેડો મુકે એમ નહતો. ફૅકિર હવે તો તેની લગોલગ થઇ ગયો હતો. અંતે માનિનીએ માન મુકયું. ફૅકિરની ઉદ્ધતાઇથી તે છંછેડાઈ હતી. તેણે ધુંધવાટથી તેના તરફ જોયું, અને જોતાંવેંત ખીજથી, ગુસ્સાથી જોસભેર તેના પર તુટી પડી. તેના ઓચિંતા હુમલાથી ફૅકિર જરા લથડયો, પણ તરત જ શરીર સંભાળી લઈ તેની પાછળ પડી તેને ફરી પકડી પાડી.

ફરીથી બેરી માદા તેના પર ધસી. ફૅકિરે તેનો હુમલો ઝીલી લીધો. બંનેની ચાંચો મળી, પાંખો ફફડી અને માદા બેરીએ પ્રેમનો એક તીણો અવાજ કર્યો. ફૅકિરે તરત તેનો ઉત્તર તેવા જ ચિત્કારથી વાળ્યો. બંનેએ સાથોસાથ પુર જોસથી ઉડવું ચાલુ રાખ્યું.

રસ્તામાં ફૅકિર જાતજાતનાં પક્ષી મારતો જાય અને બંને નાસ્તો કરે. આ પ્રમાણે તેઓ કેટલું ઉડયાં ને તેમાં કેટલો સમય લાગ્યો તે તો ન કહી શકાય, પણ રહેમતુલ્લાની ગોળી ખાઇ જે રસ્તે ફૅકિર પશ્ચિમ તરફ દોડયો હતો તે જ રસ્તે તેઓ બંને પાછાં ફરતાં હતાં.

અંતે એક સાંજે બંને પેશાવર પાસેની સુલેમાન પર્વતની ધારના પેલા ગાળામાંના માળામાં ફરી ઉતર્યાં. સ્મરણથી, પ્રેરણાથી કે અકસ્માત, ગમે તેમ, પણ ફૅકિર પોતાના અસલ બાપીકા માળામાં વાસ કરવા નવવધુને લઈ આવી ચડયો હતો. એમને જોઇ ત્યાંના જુના પાડોશી એદી ટીસાએ એક ચીસ પાડી,

ગલનાં ટોળાં અદ્ધર ઉડ્યાં, પાસેની ધાર ઉપરથી કાગડાએ કઠોર અવાજ કર્યો અને નીચે ઉંડાણમાંની નદીમાંથી મગર ઉંચે જોઇ રહ્યા.

મનુષ્યમાં તો માત્ર એક જ જણે તેમને આવતાં જોયાં હતાં. ખૈબરઘાટના માર્ગ ઉપર પહેરો ભરતો, એક હાથમાં દૂર-બીન અને બીજામાં બંદુક ઝાલી ઉભેલો એ મનુષ્ય બીજો કોઇ નહિ, પણ અબ્દુલનો વૃદ્ધ ને વિશ્વાસુ સાથી ઇમાની હતો.





# જંગલનું ઝનુન

સાયંકાળની રાહ જોતા બંને સિંહ તલબાવળિયાથી ઢંકાએલી ઓડમાં પડી રહ્યા હતા. મહાસાગરના પ્રચંડ મોજાંની માફક એક ઉપર એક આવી રહેલી ગીરની ધારો, તેમના પડખામાં થઈને વહેતી શાંત નદીઓ અને છુટાછવાયા વેરાએલા માલધારીના નેસડા સૂર્યના પ્રખર તાપમાં ગંભીર મૌન ધારણ કરી રહ્યાં હતાં, અને આ સર્વની ઉપર સામ્રાજ્ય ચલાવતો હોય તેમ ગગનભેદી ગિરનાર દૂર દેખાતો હતો.

ઓડ એવી તો સરસ રીતે આવેલી હતી કે તેમાંથી બંને સિંહ ઘણે દૂર જોઈ શકતા હતા. વીસવીસ ગાઉ ફરતું એકેય સ્થળ એવું ન હતું જે તેમને અજાણ્યું હોય. એક પણ નાળું કે કોઈ વોકળો સરખો એવાં ન હતાં જ્યાં તેમણે કાંઈક ને કાંઈક પરાક્રમ ન કર્યું હોય. સામે પથરાઈ રહેલી બાવળની ઘેરી કાંટ, મલપતી વહેતી માલણ નદીની કરાળ ભેખડો, નાંદીવેલાની ખીણો અને ક્ષિતિજ ઉપર દેખાતાં ગામડાનાં શિખરો,—એ સૌ એક પછી એક અવનવાં સ્મરણો તાજાં કરાવતાં હતાં. આ દૃશ્ય ઉપર ચપળ પહેરેગીરની પેઠે સ્થિર દૃષ્ટિ નાખતા અને આતુરતાથી સાંજ પડવાની રાહ જોતા બંને સિંહ ચુપચાપ આખો બપોર પડી રહ્યા.

સૂર્ય પશ્ચિમ તરફ નમતો ચાલ્યો. પર્વતો, વૃક્ષો અને નદીની ભેખડોના ઓળા લંબાવા લાગ્યા. ચરીને પાછાં ફરતાં ભેંશોનાં ખાડાં, પાસેનાં ગામડાંમાંથી માલ વેચી પાછી ફરતી માલ-ધારીની સ્ત્રીઓ અને નજીકને ગામ સાંજ પહેલાં પહોંચી જવા દોડતાં મુસાફરોનાં ગાડાં અહીંતહીં દેખાવા લાગ્યાં.

અંતે સાયંકાળ—શિકાર મેળવવાનો ખરો સમય આવી પહોંચ્યો જોઇ મોટો સિંહ સાવજો બોડમાંથી ઉઠ્યો, આળસ મરડ્યું, એક લાંબુ બગાસું ખાધું અને ધીમેધીમે પાસેની નાની બોડમાં પોતાનો પુત્ર કેસરી પડ્યો હતો તે તરફ ચાલ્યો. ચાલતાંચાલતાં નીચેના પરિચિત પ્રદેશ ઉપર એક તીણી સર્વ-ગ્રાહી દૃષ્ટિ ફેંકી સિંહાવલોકન કર્યું.

પરિચિત? અરે આ પ્રદેશ તો એને બહુ પરિચિત હતો. એક પણ ઝાડ, કોઈ પણ કાંટ, એકેકે ય નદી, કે ખીણ સરખી પણ એવી ન હતી કે જેની તેને પિછાન ન હોય, જેનું કાંઈ ને કાંઈ સંસ્મરણ તેના જીવનમાં ન હોય. ચોમેર બંધાઇ રહેલી વીસ માઈલ ઘેરાવાની ક્ષિતિજરેખા વચ્ચે પથરાએલો એ પ્રદેશ તેના પરાક્રમી જીવનની રંગભૂમિ સરખો બની રહ્યો હતો. પશ્ચિમમાં સાયંકાળના લાંબા ઓળા ઉભા કરતી નાંદીવેલાની ધારોનાં પડખાંમાં સુતેલી બાવળની ગીચ કાંટમાં તે જન્મ્યો હતો; ઉત્તરમાં એક ગાઉ પર ઉઘાડા સપાટ દડમાં તેણે નાન-પણમાં સૌથી પ્રથમ શિકાર એક ચિત્રળનો કર્યો હતો; પૂર્વમાં, કોઈ અબધુત જટાધારી જોગી જેવા એક વડલાની અંધારઘેરી છાયામાં એક સિંહણ સુંદરીના પ્રેમનો તેને પ્રથમ પરિચય થયો હતો તથા તે પ્રેમને જીતી તેને પોતાની અર્ધાંગના બનાવવા માટે એક બીજા સિંહ સાથે તેને તુમુલ દ્વંદ્વ યુદ્ધ કરવું પડ્યું

હતું; અને દક્ષિણમાં વહેતી રાવલને તટે આવેલા નેસ પર એક કાળરાત્રિએ હુમલો કરતાં તેણે પોતાની સ્ત્રી તથા બે બાળકો ગુમાવ્યાં હતાં અને આહીરના ભાલાના જખમમાંથી પોતે મહા-મહેનતે બચ્યો હતો. એ ઘાનો ડાઘ હજુ તેના ભુખરા પીળા બરડા ઉપર સ્પષ્ટ તરી આવતો હતો.

તે હવે વૃદ્ધ થયો હતો. યુદ્ધના વ્રણથી અંકિત થએલી ચામ-ડીમાંથી બહાર નીકળી આવતાં તેનાં જાડાં માંસલ ગાત્રો, ગુંચ-વાઇ ગએલી જટિલ કેશવાળી, અનેક યુદ્ધમાં કસાએલા ને ઘસા-એલા તેના પીળા પંજા અને કાંટ કાઢીને બેડોળ રીતે ઉભા રહેવાની ઢબ સ્પષ્ટપણે તેની વૃદ્ધાવસ્થા કહી આપતાં હતાં. આજનો શિકાર કેમ મેળવવો તેનો વિચાર કરતો તે ઉભો હતો.

પાસે જ નાનો કેસરી ઉભો હતો. કાળજુના કોઇ વડલાની પાસે ઘેઘુર ફુટતો કોઇ આંબો શોભે તેમ પોતાના વૃદ્ધ પિતા પાસે તે શોભતો હતો. તેની આંખોમાં જુવાનીનું નૂર ચમકતું હતું. તેની ફુટતી આવતી કેશવાળી અને આછા કેસરિયા રંગની ચમક મારતી ચામડી નીચેથી કસાતાં આવતાં માંસલ ગાત્રો, શાંત સરોવરના જલ પર મંદ પવનથી નૃત્ય કરતી તરંગમાળાની માફક, જુવાનીના તરવરાટથી નૃત્ય કરી રહ્યાં હતાં.

બંને ભુખ્યા થયા હતા. રાત્રિનું આગમન હવે સાવજાને મન તો માત્ર એક અચ્છા શિકારનું વાળુ અને પછી નિશ્ચિંત આરામ, એટલું જ સુચવતું હતું. પણ કેસરીને તો રાત્રિના પવનની એક પછી એક વહેતી પ્રત્યેક લહર કાંઇ અણચિંતવી ને અવર્ણનીય લાગણીઓ પ્રગટાવતી હતી. તેના મનમાં કેવળ સુંદર શિકાર, ક્ષુધાશાન્તિ અને આરામનાં સ્વપ્ન ન હતાં. કિશોર વયમાંથી યુવાવસ્થામાં પ્રવેશ કરતા ને થનગનાટથી ઉભરાતા

તેના અંતરમાં તો, ખોરાક માટે સંહાર નહિ પણ પરાક્રમ માટે સંહાર, જીંદગી નિભાવવા માટે શિકાર નહિ પણ યુદ્ધને માટે શિકાર,—સાહસ માટે તલપી રહેલા પંજાની ચળ ઉતારવા માટે શિકાર,—ઉભરાતી શક્તિને શમાવવા માટે શિકાર, આરામની અભિલાષાને માટે શિકાર નહિ પણ પ્રવૃત્તિના પ્રસંગ તરીકે શિકાર,—આવી આવી અનેક અકથ્ય લાગણીઓ ઉભરાતી હતી.

આકાશ વધુ ને વધુ ઘેરૂં થતું ચાલ્યું. પશ્ચિમમાં લટકતી એક આસમાની વાદળીને સોનેરી કોર મુકતો મુકતો સૂર્ય ક્ષિતિજની નીચે સરી પડયો. ધીમેધીમે વિવિધરંગી બધી ચીજો એક જ રંગ ધારણ કરવા લાગી અને એક બાજુથી આવતા પવનની ગંધે શિકારની શોધમાં સાવજો અને કેસરી બોડમાંથી નીચે ઉતર્યા. પૂર્વમાંથી તેમને હરણના ટોળાની ગંધ આવી. ખુનીના ઓળાની માફક લપાતા લપાતા તેઓ એ તરફ ઉપડયા. પણ આજ રાત્રે તેમના નસીબમાં શિકાર ન હતો. મરેલાં જનાવરનાં મડદાં શોધતાં બે શિયાળવાં તેમને જોઈને નાઠાં તેથી હરણના ટોળાંને આ ખુનીઓના ઈરાદાની ખબર પડી ગઈ અને આખું ટોળું બીજી બાજુ ઉપડી ગયું.

એટલામાં તેમને રોઝની ગંધ આવી અને તેઓ એ દિશા તરફ વળ્યા. પણ ત્યાં તો પવન બદલાયો અને રોઝને તેમની ગંધ પહોંચવાથી તેઓ નાઠાં. હવે દક્ષિણ દિશામાં સામે પવને શિકાર શોધવાનો તેમણે નવો યત્ન શરૂ કર્યો, પણ કમનસીબે પવન પાછો બદલાયો અને આજુબાજુમાં બબ્બે ગાઉ સુધી તેમની હાજરીની જાણ બધાં પ્રાણીઓને થઈ ગઈ. આમ ને આમ મધરાત સુધી જાતજાતની યુક્તિપ્રયુક્તિઓ વાપરી નદીનાળાં, ખીણો, કાંટયો વગેરે અનેક સ્થળોમાં તેઓ શિકારની

શોધમાં ભટક્યા પણ ક્યાંય લાગ ફાવ્યો નહિ. આજે તેમનું નસીબ ફરી બેઠું હતું.

વદ સાતમનો ચંદ્ર આકાશમાં ચડી આવ્યો ને તેના ભુરા શીતળ પ્રકાશમાં ગીરનો પ્રદેશ રંગાઇ ઉઠ્યો. સાવજો તેના લાંબા અનુભવ ઉપરથી સારી રીતે સમજતો હતો કે આવા પ્રકાશમાં ને આજના જેવા અનિશ્ચિત પવનમાં શિકાર મેળવવો એ તદ્દન વ્યર્થ હતું. એ તો ભુખ્યા કરતાં થાકી વધુ ગયો હતો અને બોડે જઇ આરામ લેવાનો વિચાર કરતો હતો. એટલામાં તેની તીવ્ર અનુભવી ઘ્રાણેન્દ્રિય અને શ્રવણેન્દ્રિયથી તેને સમજાયું કે કેસરીએ કાંઇક શિકાર શોધ્યો છે અને હમેશના નિયમ મુજબ તેને હાંકી સામેની બાવળની ઝાડીમાંથી પોતાની તરફ લાવે છે. કયું જનાવર આજનો શિકાર બની ચાલ્યું આવે છે તે પણ તેને ગંધ ઉપરથી સમજાયું. તેની સખ્ત ગંધ હવામાં પ્રસરી ગઇ હતી અને લેશમાત્ર ભય વિના તે ઝાડીની ડાળો ભાંગતું, પોતે જ્યાં ઉભો હતો તે ઉઘાડા મેદાન તરફ આવતું હતું.

ઝાડીના છાંયામાં પોતાનું શરીર છુપાય એટલા માટે સાવજો સહેજ પાછળ હટ્યો અને શિકારની રાહ જોતો તદ્દન બેદરકારીથી ઉભો રહ્યો. તેમની હમેશની શિકાર કરવાની પદ્ધતિ તો જુદી હતી. તે પ્રમાણે વર્તે તો તો તેણે એકદમ બહાર આવી ગર્જના કરવી કે જેથી પેલું પ્રાણી આ અજાણ્યા હુમલાથી ચમકીને વિહ્વળ બને અને તેની આ ગફલતનો લાભ લઇ કેસરી તેના ઉપર તુટી પડે.

શિકાર કરવાની આ જ પદ્ધતિ તેમણે છેલ્લા કેટલાક માસથી ગ્રહણ કરી હતી. બાપદીકરાના સંબંધે તેમને વિશેષ નિકટ આણ્યા

હતા. કેસરીની મા મરી ગઇ ત્યારે કેસરી સાવજને તદ્દન અજાણ્યો હતો; પણ તે શિકાર કરતાં શીખેલો હતો. સાવજને પણ આટલી જ જરૂર હતી. કેમકે તેને સ્પષ્ટ સમજાઇ ગયું હતું કે પોતે વૃદ્ધ થતો જાય છે, દાંતની સફેદી અને જડબાનું જોર ઓછું થતું જાય છે, શિકારનો પીછો પણ હવે પોતે બરાબર લઇ શકતો નથી, અને આ હિસાબે હવે થોડા વખતમાં મોટા શિકાર પડતા મુકી ચોરીછુપીથી ભરવાડોના નેસમાં પેસી ઘેટાં-બકરાંનો શિકાર શોધવાના પોતાને દહાડા આવશે, અથવા પોતાના જેવાં વૃદ્ધ ઢોર ઉપર ગુજારો કરવો પડશે. આ સ્થિતિમાં તેને કેસરી બહુ ઉપયોગી થઇ પડ્યો. તેની બુદ્ધિ અને અનુભવ તથા કેસરીનું શરીરબળ બંનેનો મેળ કરીને તેઓ દરરોજ શિકાર મેળવવા લાગ્યા. કેસરી શિકાર શોધી કાઢી તેને હાંકતો હાંકતો સાવજ તરફ ઘસડી લાવે એટલે સાવજ અચાનક ત્રાડ મારીને બહાર પડે. આમ નવી બાજુથી હુમલો થતો જોઇ શિકારનું જનાવર ગાભરૂં બની ધ્યાન ચુકે ત્યાં તો કેસરી સહેલાઇથી તેના ઉપર તુટી પડે. આ પ્રમાણે પોતાનાં જઇર જડબાં અને જીર્ણ પંજાઓને બીલકુલ તકલિફ આપ્યા સિવાય સાવજ ખોરાક મેળવ્યે જતો હતો. જીવન ટકાવી રાખવા સિવાયની બીજી બધી લાગણીઓ તેનામાંથી જતી રહી હતી. જો શિકાર કર્યા સિવાય જીવી શકાતું હોય તો શા માટે શિકાર કરવો? જો કેસરીના મજબુત પંજા સંહાર કરી શકતા હોય તો શા માટે પોતાનાં જડબાંને જોખમમાં નાખવાં?

સામી ઝાડીમાં એકાએક ડાળ ભાંગી; કેસરીનો હુંકાર સંભળાયો; સામેથી બીજો રણકો થયો. ત્યાર પછી ઘડીભર બધે શાંતિ પ્રસરી રહી. હવામાં તીવ્રતાથી પ્રસરતી શિકારના પ્રાણીની ગંધથી

સાવજો સચેત થયો. એ ગંધ પરથી તેણે જાણ્યું કે પોતાનો આજનો શિકાર પાડો–ગીરનો ભેંસો છે. પોતાની માફક આ ભેંસો પણ વૃદ્ધ હશે અથવા માંદો હશે એટલે શિકાર સહેલાઇથી થશે એવી આશા તેણે બાંધી. નહિતર પહાડ જેવા ને સશક્ત ગીરના ભેંસા સાથે યુદ્ધ કરવામાં કેટલું જોખમ છે એ વાત તે અનેક અનુભવો ઉપરથી સારી રીતે સમજતો હતો.

ઝાડીની ડાળોનો કચરઘાણ વાળતું, ઉંડોઉંડો મેઘ ગર્જતો હોય એવો ઘેરો અવાજ કરતું તે પ્રાણી નસકોરા ચઢાવી હવા સુંઘતું ને છીંકોટા નાખતું, સાવજા તરફ પીઠ અને કેસરી તરફ પોતાના અણીવાળાં શીંગડાં ધરી મેદાનમાં આવી ઉભું. સાવજાની ધારણા ખોટી પડી. વૃદ્ધ કે અશક્ત નહિ પણ પુરેપુરી જુવાની ખીલેલો પાડો ચંદ્રના પ્રકાશમાં દેખાયો.

કાજળનો પર્વત હોય, ભર્યા આષાઢી મેઘની કોઇ સજળ વાદળી હોય, ગિરનારનું શ્યામ શિખર હોય, જાણે કોઇ કાબેલ શિલ્પીએ કાળમીંઢ ખડકમાંથી શક્તિની પ્રતિમા કોરી કાઢી હોય તેવો, નીલગિરિના હાથી જેવો એ પાડો ચંદ્રના પ્રકાશમાં માથું નીચું કરી, જમની દાઢ જેવાં પોતાનાં શીંગડાં કેસરી સામે માંડી સ્થિર ઉભેલો સાવજે જોયો અને આજના શિકારની કટોકટી તે પામી ગયો. પાડાની પીઠ પોતાના તરફ હતી. તે પુતળાની માફક સ્થિર ઉભો હતો. તેનું ધ્યાન કેસરી તરફ હતું. સાવજો ઉભો છે તેની તેને ખબર પણ ન હતી. માત્ર એક જ છલંગ, પાડાની ગરદન પોતાના જડબામાં અને તુરત શિકાર,—આવા વિચાર સાવજાને આવ્યા. આજથી ચારેક વર્ષ ઉપર જ્યારે એ સશક્ત હતો, જ્યારે એને માદા ને બચ્ચાં હતાં, જ્યારે જુવાનીનું જોમ એનામાં હતું ત્યારે આવો પ્રસંગ આવ્યો હોત તો

સાવજે જીંદગીને જોખમે પણ એ પ્રમાણે જ કર્યું હોત. પણ આજે તો તે વિચારશીલ વૃદ્ધ થયો હતો; જેને પોતે પરાક્રમ કરી રીઝવે એવી કોઇ પ્રિયતમા આજે ન હતી; ખોરાક મેળ-વવા માટે કેટલું જોખમ ખેડવું તેના સરવાળા બાદબાકી કરતાં તે આજે શીખી ગયો હતો. ગીરના ભેંસાનો શિકાર એટલે કેટલું જોખમ તે વાત તેને મન આજ દીવા જેવી ચોખ્ખી હતી. એટલે તેણે વિચાર કરી વ્યૂહ બદલ્યો.

કેસરી ક્યાં ઉભો છે તે એ ગંધથી પારખી શક્યો. ધીમે રહી તેની પાસે સરકી જઇ બેવડા જોરથી હુમલો કરવાનો તેણે વિચાર કર્યો અને આગળ ડગલું ભરવા ધીમેથી પોતાનો પંજો ઉપાડ્યો.

પણ ત્યાં તો, બંદુકની ગોળી આવે તેમ, પૂર્વ દિશામાંથી તેને ફરીક ગંધ આવી. એ ગંધથી તેનું લોહી ઘડીભર થંભી ગયું અને પછી વેગથી ફરવા લાગ્યું. તેનાં રૂંવાડાં ઉભાં થઇ ગયાં, વૃદ્ધાવસ્થા વિસરાઇ ગઇ, સરવાળા બાદબાકીના હિસાબો ક્યાંય અદશ્ય થઇ ગયા. તેણે ગરદન ફેરવી તે દિશામાં જોયું, તો એક જુવાન નાજુક સિંહણને, ઝાડીમાંથી નીકળી, આ યુદ્ધની આખી સ્થિતિ સમજી. સાવજા અને કેસરીના પરાક્રમની તુલના કરવા અને વરમાળ પહેરાવવા ચંદ્રપ્રકાશમાં ધીમેકથી આતુર પગલાં માંડતી જોઇ. આ સુંદરીને જોતાં જ સાવજ જુવાન બની ગયો, તેનું ઠંડું પડતું લોહી જુવાનીના આવેશથી ઉછળવા લાગ્યું, તેના અંગેઅંગનાં તંતુઓ જાણે નવા ચેતનથી ઉત્તેજિત થઇ ગયાં. તેણે ઝાડીમાં જ્યાં જુવાન કેસરી હતો તે તરફ જોયું, પછી ફરી વાર સિંહણ તરફ નજર નાખી, તો 'વિજય કરે તેને વરમાળ આરોપું' એ જમાનાજુનું નારીજાતિનું પરમ વાક્ય કહેતી હોય તેવી એ સુંદરી લાગી.

પશુયોનિના કુદરતી સ્વભાવ પ્રમાણે, સિંહણની હાજરીથી તે કેસરી સાથેનું પિતાપુત્ર તરીકેનું પોતાનું સગપણ વિસરી ગયો. હવે તો એક ઝપાટે પાડાને મારી વિજયગર્જના કરી સિંહણ સુંદરીને પ્રસન્ન કરવા તે ઇંતેજાર થઇ ગયો, અને તરાપ મારવાની યોગ્ય તકની રાહ જોતો તે ઉભો. કેસરીએ ઝાડી-માંથી માથું બહાર કાઢ્યું. તે સિંહણને જોઇ શકતો ન હતો, પરંતુ ગંધથી તેને પણ પૂર્ણ ભાન હતું કે પોતાનું પરાક્રમ જોવા કોઇ સુંદરી નજીકમાં ઉભી છે. પાડો તેને અજવાળામાં આવેલો જોઇ પહેલી જ વાર જરા પાછો હટ્યો, માથાની દિશા સહેજ ફેરવી અને પોતાનાં પોલાદી શીંગડાં લગાર વધુ નીચાં કર્યાં. તેને પુરેપુરી ખાતરી હતી કે ગમે તેવું જોરાવર પ્રાણી પણ પોતાનાં શીંગડાં તરફ કદિ હુમલો કરવાનું નહિ. પણ આમ સહેજ પોતાનું સ્થાન ફેરવતાં દૂર ઉભેલી સિંહણ પર તેની નજર ગઇ. આથી, એ બંને હુમલો ન કરી શકે એટલા માટે તે થોડો પાછો હટ્યો અને બંને પર નજર રહી શકે એવી રીતે માથું ઢાળી ઉભો.

પાડાની આ નવી વ્યૂહરચનાથી સાવજને મનમાન્યો હુમલો કરવાનો અવકાશ મળ્યો. તીર છુટે તેમ, તે ચાર છલંગે પાડાની પાસે આવી પહોંચ્યો અને આંખના પલકારામાં એક તરાપે પાડાની કાંધ ઉપર ચોંટી પડ્યો. ચંદ્રપ્રકાશમાં વિકરાળ દેખાતા તેના દાંત પાડાની ગરદનમાં ઉંડા ઉતરી ગયા, લોખંડનાં તાળાં વસાય તેમ તેના ચારે પંજા પાડાના શરીરમાં પરોવાઇ વસાઇ ગયા અને તેનું કદાવર શરીર પાડાના શરીર ઉપર ચોંટી ગયું.

પણ આ તો હજી યુદ્ધની શરૂઆત જ હતી. સાધારણ ગાય કે ભેંશને તો આટલો હુમલો પંચત્વ પમાડવાને પુરતો

થાય; બકરાં, ઘેટાં અને હરણિયાંના તો એક ત્રાડે જ રામ રમી જાય; ઘોડાં કે ડુક્કરના પગની નળીઓ આટલા વજનથી જ ભાંગી જાય; પણ આ તો ગીરના સામર્થ્યની સાક્ષાત મૂર્તિ હોય એવો પાડો ! એને આ હુમલો કાંઈ હિસાબમાં ન હતો. સાવજના પંજા તથા દાઢ માત્ર તેના ચામડા અને માંસમાં જ પ્રવેશી શકયાં હતાં; મર્મસ્થાનને સ્પર્શ પણ કરી શકયાં ન હતાં. સાવજના વજન કે હુમલાની અસર તેના ઉપર કાંઇ પણ થઇ નહિ; માત્ર સહેજ પીડા થઇ. પણ એથી તો તેનો ગુસ્સો વધ્યો. આવા સ્થૂળ દેહવાળા પ્રાણીમાં ન કલ્પી શકાય તેવી સ્ફુર્તિથી તે ગોળ ફર્યો, પાછલે પગે ઉભો થયો, બરડાની કમાન વાળી અને ચારે પગે એવો તો ઉછળ્યો કે સાવજના પંજા તેના શરીરમાંથી ઢીલા પડી ગયા, તેનું આખું શરીર હવામાં વીંઝાવા લાગ્યું, તેના દાંત અને ગરદન તુટુંતુટું થવા લાગ્યાં અને પાડાની કાંધમાં ચોંટેલી તેની દાઢો કચ્ચડાટી સાથે હચમચી ગઇ. કોઇ પહેલવાન નાનાં બચ્ચાંને ફેરવે, કોઇ ધોબી લુગડાંને ઝીંકે તેમ તે હવામાં વીંઝાયો અને નીચે ઝીંકાઇ જશે તેમ તેને ઘડીભર થઈ ગયું.

પણ આ તમાશો જોતી સિંહણ હવે બે ડગલાં પાસે આવી ઉભી. તેને જોતાં જ સાવજમાં પાછો આવેશ આવ્યો. લાલસા, ઇર્ષ્યા, પ્રબળ કામના પ્રદીપ્ત કરતી, જીવનશક્તિની મૂર્તિ સમી તે તેને ભાસી. તેણે પાડાના શરીર ઉપર ચોંટવા ફરી યત્ન કર્યો. તે ચોંટે નહિ ત્યાં તો પાડાએ તેને ફરીવાર હવામાં ફેરવ્યો. પણ સાવજે ચાલાકીથી પોતાના આગલા બે પગ પાડાને બરડે અને પાછલા બે પગ તેના પાછલા સાથળમાં ભેરવી ટકી રહ્યો.

પ્રથમથી જ સાવજે સારી રીતે સમજતો હતો કે તેનું

આ યુદ્ધ પાડા સાથે નથી, પણ કેસરી સામે છે. સિંહણને પસંદ કરવા બંને યત્ન કરી રહ્યા હતા. ગીરના પહાડી પશુ-કાયદામાં પિતાપુત્રના સંબંધ જેવું કાંઇ ન હતું. પાડાને બીજી બાજુથી ચોંટવાનો લાગ જોતો કેસરી હુંકારા કરતો તેમની ચોમેર ફરતો હતો. તેણે બે વખત તરાપ મારી, પણ પાડાની લાતથી તે પાછો પડી ગયો. નિરાશાના ચિત્કારભરી તેણે એક ગર્જના કરી. આ ગર્જના સાવજને સાવચેતીનો પડકારો હતો. આજ દિવસ સુધી પરસ્પર સહાયના સિદ્ધાન્ત ઉપર ટકી રહેલો પિતાપુત્રનો સંબંધ ક્યાંય



અદશ્ય થઇ ગયો અને જ્યારે પાડા ઉપર ત્રીજી વારની તરાપ મારી કેસરીએ સાવજાને નીચે પાડી દેવાનો પ્રયત્ન કર્યો ત્યારે ક્રોધની જ્વાળામાં આ સંબંધે ઇર્ષ્યાનું સ્વરૂપ પકડ્યું. સાવજે એક પંજો ઉંચકી કેસરીને એવો તો લગાવ્યો કે તે નીચે ગબડી પડ્યો.

આ જોઇ સિંહણે ધુરંધરને પોતાની પસંદગી બતાવી. આ બંને વચ્ચેના દ્વંદ્વનું પ્રોત્સાહન પોતે હતી તે એ સારી પેઠે સમજતી હતી. શિકારના ખોરાકની લાલચ બંને સિંહોની માફક તેને પણ તુચ્છ હતી. નહિતર શા માટે તે દૂર ઉભી રહીને જુએ ? શા માટે બાપદીકરાને એકબીજા સામા થવા દે ? પોતે જ આ હુમલામાં શા માટે ન તુટી પડે ? ને પછી તો પાડાની મગદૂર શી હતી કે ત્રણેના બળ સામે ટકી શકે ?

પણ સ્ત્રીની પસંદગી માટે તો નર સામે નર એ જમાના-જુનો સૃષ્ટિક્રમ છે. કોઇપણ જાતના પક્ષપાત સિવાય જોરાવરને વરમાળ પહેરાવવા અને નિર્બળનો ત્યાગ કરવા તે ઉભી હતી. એક જુવાન હતો અને બીજો વૃદ્ધ ! પણ તેને મન એવું કાંઇ ન હતું. જે જોરાવર હોય, જે બીજાથી પોતાનું રક્ષણ કરી શકે તેવો હોય, સહેલાઇથી ખોરાક મેળવી શકે તેમ હોય, તે તેની પસંદગીનું પાત્ર. જેમ કોઇ તટસ્થ પ્રેક્ષક, ક્રિકેટની રમતમાં બાઉન્ડરીનો સખ્ત ફટકો અને બીજી ક્ષણે લાકડીઓ ઉડાડી દેતો બૉલરનો બૉલ બંને સરખા ઉમંગથી જુએ, તેમ જ સિંહણે. કેસરીને નીચે ગબડી પડતો અને બીજી જ ક્ષણે તેને સાવજાને પુર જોરથી નીચે પાડવા યત્ન કરતો સરખા હર્ષથી જોયો. ટપકતા તાજા લોહીની ગંધ તેના મન સુવાસ હતી. અને પંજાની થપાટો, ખરીઓની બખડાટી ને ગર્જનાના રણકાર તેને મન

મધુર સંગીત હતું. વિજેતાને વરમાળ પહેરાવવા ઉભેલી સુંદરી સમી તે બંનેને ભાસતી હતી.

સિંહલદ્વીપનો કો મદઝરતો માતંગ પણ ન ઝીલી શકે તેવા આ બે સિંહોના હુમલા પાડો ઝીલ્યે જતો હતો. હવે તો તેનું ચામડું કેકકેકાણેથી ચીરાઈ ગયું હતું અને તેમાંથી માંસના લોચા બહાર નીકળી પડ્યા હતા; લોહીથી તે તરબોળ થઇ ગયો હતો. છતાં એ બબ્બે સિંહોના વજનને ન લેખવતાં તે ચારે પગે ઉછાળા મારી તેમને નીચે ઝીકી દેવા ભીષણ પ્રયત્નો કરતો હતો.

પાડાના આ રીતના ઉછળવાથી સાવજો બેત્રણ વાર લથડી પડ્યો હતો. હવે તો તેનાં જડબાંમાંથી પુષ્કળ લોહી વહેતું હતું. ધીમેધીમે તેને પોતાનું જોર કમ થતું લાગતું હતું. તેને તો બે બાજુથી યુદ્ધ કરવાનું હતું. તેનો એક તરફનો ખભો કેસરીએ ઉતરડી નાખ્યો હતો અને દરેક ક્ષણે તેના પર વધારે ઝપટ મારી કેસરી તેને નીચે પાડવા યત્ન કરી રહ્યો હતો. યૌવન અને જરાની વચ્ચે આ યુદ્ધ હતું. સિંહણ બહુ જ રસપૂર્વક આ તમાશો નિહાળી રહી હતી.

સાવજે જોયું કે હવે વધુ સમય રાહ જોવામાં સાર નથી. પાડાને મારવો હોય તો હવે પળ બે પળમાં જ નિકાલ લાવી દેવો જોઇએ, નહિતર પોતે નિર્બળ થઇ જશે. આમ વિચારી, પાડાની ગરદનમાં એક સખ્ત બચકું ભરવા તેણે પોતાનું મોઢું ઉઘાડ્યું. પણ બરાબર આ જ ક્ષણે પાડો ફરીથી ચારે પગે ઉછળ્યો અને કેસરીએ, સાવજાએ કરેલા જખમમાં પોતાની દાઢો જોસથી બેસાડી સાવજાના પડખામાં પંજાની એક જબરી થાપટ મારી. સાવજો નીચે દડી પડ્યો, ને શ્રમ તથા અનેક

વ્રણના રૂધિરસ્ત્રાવથી નિર્બળ થએલો પાડો, કોઇ મોટું વૃક્ષ વાવાઝોડામાં તુટી પડે તેમ તેના શરીર પર તુટી પડ્યો. સાવજો અને પાડો બંને એક જ ક્ષણે મરણ પામ્યા.

ભયંકર મેઘગર્જના અને મુશળધાર વરસાદ પછી છવાય તેવી શાંતિ ગીરના એ પ્રદેશમાં છવાઇ ગઈ. મધરાતના ચંદ્રના દુધ જેવા અજવાળાથી વધારે ગહન બનતી એ શાંતિમાં, પાડાના પ્રચંડ શરીર ઉપર પંજો મુકી વિજેતાના ગર્વથી ગરદન ઉંચી રાખી કેસરી ઉભો હતો.

વિજેતા ? હા; બીજાના પરાક્રમ પાછળ જીત મેળવનારને આપણે વિજેતા કહીએ તો. કેસરીએ ગીરની ધારોમાં પડછંદા પાડતી એક ગર્જના કરી. ખોરાકની મીઠી ગંધથી પુંછડી પટપટાવતી સિંહણ તેની પાસે જઇને ઉભી. પોતાને પ્રસન્ન કરવા સાવજોએ તુમુલ યુદ્ધ કર્યું હતું તેનો તો તેને હિસાબ સરખો ય ન હતો. હવે તો તે ભુખી હતી. તેને ખોરાક જોઇતો હતો. કેસરીએ ખોરાક તેની આગળ રજુ કર્યો. તેણે ફરી પુંછડી પટપટાવી પસંદગી બતાવી.

વિજય અને લક્ષ્મી શું આથી ઓછાં નગુણાં અને ચંચળ હોય છે ?





# દક્ષિણ ધ્રુવની શોધ

કૅપ્ટન સ્કૉટે પેન્સિલથી લખેલી એ ચિઠ્ઠી વાળીને ધીમેથી તેના કવરમાં પાછી મુકી અને બરફના પ્રચંડ વેરાન તરફ શૂન્ય દૃષ્ટિ નાખી. તેના મિત્રો તેની સામે જોઈ રહ્યા, અને તેના સખ્ત ચહેરા ઉપરથી ધાર્યું કે કૅમ્પબેલની એ ચિઠ્ઠી અવશ્ય કાંઇક ખરાબ સમાચાર લાવી છે.

'ઍમંડસન વ્હેલ્સના અખાત પાસે છે.' થોડી વાર રહી કૅપ્ટન સ્કૉટ બોલ્યો. સ્કૉટ આ આખી ટુકડીનો આગેવાન હતો. તેની બુદ્ધિ અને શક્તિમાં સૌને પૂર્ણ વિશ્વાસ હતો. ઉત્તર ધ્રુવની શોધથી તેણે આ બંને ગુણો સાબિત કરી બતાવ્યા હતા. તે અત્યારે પોતાની એક ટોળી સાથે દક્ષિણ ધ્રુવની શોધમાં, દક્ષિણ ધ્રુવથી ૭૦૦ માઇલ દૂર આવેલા કેપ ઇવાન્સમાં આવી પહોંચ્યો હતો, અને આગળ વધવાની તૈયારી કરવામાં રોકાએલો હતો.

'શું કહો છો?' જાણે વાત માની ન શકાતી હોય તેમ બધા ચમકીને એકીસાથે બોલી ઉઠ્યા.

'હા; કૅમ્પબેલ તેને મળ્યો હતો. એ લખે છે કે ઍમંડસન પાસે દક્ષિણ ધ્રુવ સુધી પહોંચવા માટે પુષ્કળ કુતરા છે. હું નહોતો ધારતો કે તે એટલા બધાને સહીસલામત બરફમાં લઇ આવી શકશે. પણ તેમ થયું ખરૂં.' કૅપ્ટન સ્કૉટે ખુલાસો કર્યો.

'દક્ષિણ ધ્રુવે પ્રથમ પહોંચવાની શરતમાં આપણી સામે જીતવાનો તેને કેટલા ટકા સંભવ છે?' આ આકરી શરત જીતવાની લાગણીથી ચમકતી આંખો વાળા ચેરી-ગેરાર્ડે પ્રશ્ન કર્યો.

'બધા જ ટકા તેના પક્ષમાં છે. એક તો તે ધ્રુવ તરફ આપણાથી ૬૦ માઇલ આગળ છે; એટલે ધ્રુવે પહોંચતાં રસ્તામાં આવતી પર્વતની ધારોએ પહોંચવામાં તે આપણી આગળ દસ દિવસ થાય. બીજું, ટટ્ટુ કરતાં કુતરાં શિયાળો ઉતરતાં મુસાફરી માટે જલદી તૈયાર થઈ શકે.

હવે આપણે તો શૅકલ્ટને નક્કી કરેલા તથા જોએલા રસ્તે જવાના છીએ, એટલે માર્ગમાં શું આવવાનું છે તે બરાબર જાણીએ છીએ. ઍમંડસન તો તદ્દન નવે જ રસ્તે જાય છે. એટલે તે રસ્તો કદાચ સહેલો પણ હોય;—અથવા અતિ વિકટ પણ નીકળી આવે. આ બધો વિચાર કરતાં મને એમ લાગે છે કે જીતના ટકા તેની તરફેણમાં છે.' સ્કૉટે વિગતવાર જવાબ આપ્યો.

'ત્યારે આપણે શું કરીશું?—જલદી કુચ કરી આગળ થવાનો યત્ન?' ઍટકિન્સને પુછ્યું.

'ના ના; તે તો બને જ નહિ. આપણો કાર્યક્રમ એવો તો ચોક્કસ કરેલો છે, બધી વિગતો એટલી નક્કી કરી રાખી છે કે ઉતાવળ કરવા જતાં આપણે જોખમમાં આવી પડીએ. આપણા દેશની આબરૂ જાળવવા જેટલું બનશે તેટલું કરશું. જો નૉર્વેજીઅનો આપણને આ શરતમાં હરાવે તો તે યશ તેમનો છે. અને ખરૂં પુછો તો આ સાહસની અને તેના પરિણામની જ કીમત છે; નહિ કે તેની પાછળ રહેલ માન અને પ્રશંસાની.' સ્કૉટે વિચારપૂર્વક જણાવ્યું.

'તો હવે આપણો કાર્યક્રમ શો?' ચેરી–જિરાર્ડે પુછ્યું.

'પ્રથમની માફક જ.—જાણેકે આપણે કાંઇ સાંભળ્યું જ નથી. આપણે તો નક્કી કરેલા કાર્યક્રમ પ્રમાણે પર્વતની ધારોએ પહોંચીએ ત્યાં સુધી—અને આગળ પણ—મુકરર કરેલાં સ્થળોએ ખોરાક તથા બળતણ મુકતાં જવું. અને પછી ખાસ ચુનંદા અમુક મજબુત માણસો જ મારી સાથે ધ્રુવની શોધ માટે આગળ ધપે; બાકીના પાછા વળે: કેમકે ઠેઠ સુધી બધાને ચાલે તેટલો ખોરાક આપણી સાથે ખેંચી જવો અશક્ય છે.' સ્કૉટે ખુલાસો કર્યો.

શૅકલ્ટને શોધેલે રસ્તે થઇ દક્ષિણ ધ્રુવ પહોંચવાના અને ત્યાં બ્રિટિશ સામ્રાજ્યનો વાવટો રોપવાના વિચારથી આખું ઇંગ્લંડ ખળભળી ઉઠયું હતું. આખા સામ્રાજ્યમાંથી વીણી કાઢેલા ૬૫ ચુનંદા સાહસિક યુવાનોના આ સંઘને વિપુલ સામગ્રીઓથી અને વિજ્ઞાનની છેલ્લામાં છેલ્લી શોધોનાં સાધનો વડે સજ્જ કરી, ઉત્તર ધ્રુવની શોધના સાહસો માટે પંકાએલા બાહોશ શોધક કૅપ્ટન સ્કૉટની સરદારી તળે દક્ષિણ ધ્રુવ માટે તૈયાર કરવામાં આવ્યો હતો. એ ૬૫માં એકકે એવો નહોતો કે જેણે દુનિયાનો એક નહિ તો બીજો ભાગ ન શોધ્યો હોય. વળી ઓછી સામગ્રી તથા સગવડવાળા નૉર્વેના સંઘને હરાવવા માટે બ્રિટિશ સામ્રાજ્યે પોતાના તમામ ભંડારો આ સંઘ આગળ ખુલ્લા મુકી દીધા હતા. દક્ષિણ ધ્રુવે પ્રથમ પહોંચવા માટે આ કાંઇ નાનુંસુનું આકર્ષણ નહોતું. છતાં સંઘના દરેક માણસની જિંદગી માટે પોતે જોખમદાર છે તે વિચાર આગળ માન અને પ્રશંસાના વિચારો સ્કૉટે દૂર મુકી દીધા હતા. ખરી મરદાનગીથી જરૂર કામ કરવું, પણ કીર્તિ માન અને પ્રશંસાના લોભથી તો દૂર

જ રહેવું, એ તેનો સિદ્ધાંત હતો.

શિયાળાના લાંબા મહીના આ સંઘ કેપ ઇવાન્સમાં જ પડી રહ્યા. આજુબાજુ સફેદ બરફ અને નિષ્પ્રાણ નિર્જનતા તેમને ઘેરી રહી હતી. કૅમ્પબેલના છેલ્લા પત્ર પછી તેમણે નૉર્વેના સંઘ બાબત કાંઇ સાંભળ્યું નહોતું. કેપ ઇવાન્સથી ૭૦૦ માઇલ દૂર દક્ષિણ ધ્રુવ આવી રહ્યો હતો. આ અંતરની વચ્ચે બરફથી સફેદ જમીન, બરફથી છવાએલા પર્વતો, બરફથી ઢંકાએલી ગુફાઓ અને ખીણો તથા ચારે બાજુ આવી રહેલી સફેદ ક્ષિતિજ-રેખાઓ સિવાય બીજું કાંઇ જ દૃષ્ટિગોચર થતું નહોતું. બરફની રજને આમતેમ વાવાઝોડામાં ઉડાડી સર્વત્ર બરફનાં સફેદ મોજાં બનાવી મુકતો સખ્ત ઠંડો પવન સતત વાયા કરતો હતો. આ બરફ એવો તો પોચો હતો કે સ્લેજ–ગાડી પણ તેમાં મહા મુશીબતે ચાલી શકતી હતી. વળી ગાડીના આરા અને ધરીમાં બરફનાં કણો એવાં તો સજ્જડ ચોંટી જતાં કે કુતરા કે ટટ્ટુ પણ તેને ખેંચતા હતાશ થઇ જતા.

આ સાહસમા તેમની ફતેહનો એકમાત્ર આધાર ખોરાક અને બળાતણની વ્યવસ્થા ઉપર હતો. દર દસ માઇલને અંતરે બળાતણ તથા ખોરાક એવી રીતે ગોઠવતાં જવાં કે પાછા ફરતાં કાંઇ અડચણ ન આવે. કેપ ઇવાન્સમાં એક મજબુત છપ્પર ઉભુ કરવામાં આવ્યું હતું અને તેની અંદર આ આખા સંઘને પુરાં બે વર્ષ ચાલે એટલો ખોરાક ભરવામાં આવ્યો હતો. વળી ટટ્ટુઓ માટે વિજ્ઞાનની રીતે ખાસ તૈયાર કરેલ જોગાણ પણ તેટલા જ પ્રમાણમાં લાવવામાં આવ્યું હતું. સને ૧૯૧૧નું લગભગ આખું વર્ષ ધ્રુવ ઉપરની ચડાઇની તૈયારીમાં તથા જાણીતા માર્ગ પર ખોરાક ગોઠવવાના કામમાં કેપ ઇવા-

ન્સમાં પસાર થયું. મનુષ્યબુદ્ધિ જેટલી કરી શકે તેટલી સગવડો કરવામાં આવી હતી. વર્ષનો એવો સમય પસંદ કરવામાં આવ્યો હતો કે જ્યારે ઠંડી અને વાવાઝોડાં ઓછાં હોય. પણ કુદરત કયે વખતે શું કરશે તે કોણ કહી શકે?

અંતે, સને ૧૯૧૧ની ૧લી નવેમ્બરે કુતરા, ટટ્ટુ અને માણસોનો એક સંઘ લાંબી હારમાં દક્ષિણ ધ્રુવની શોધમાં કેપ ઇવાન્સથી ઉપડ્યો અને પાછળ રહેલાં માણસોએ ફતેહની ગગનભેદી ગર્જનાથી તેને વિદાયગીરી આપી.

કેપ ઇવાન્સથી પર્વતોની ધારો સુધી ખોરાક ગોઠવવાના કામમાં ઘણાં ટટ્ટુ મરી ગયાં હતાં;—માત્ર નવ જ બાકી રહ્યાં હતાં. તેમાંનું એક ટટ્ટુ તો મજલને ચોવીસમે દિવસે જ મરી ગયું. પછી તો એક પછી એક મરણને શરણ થવા લાગ્યાં. તેનો ઉપયોગ કુતરા અને માણસોના ખોરાકમાં કરવામાં આવ્યો. રસ્તો ઘણો જ ખરાબ હોવા છતાં આ સંઘે તા. ૧૧મા ડિસેમ્બર સુધીમાં સારી મજલ કરી. હવે કુતરા સ્લેજ–ગાડી ખેંચવાનું કામ કરી શકે તેમ નહોતું તેથી તેમને મિ. માઅર્સ સાથે પાછા મોકલવામાં આવ્યા અને બધો સામાન ત્રણ સ્લેજ–ગાડીમાં ગોઠવી તે ખેંચવાનું કામ બાકી રહેલાં બાર માણસોએ માથે લીધું. આ બાર માણસમાંથી પણ પર્વતની ધારોએ પહોંચ્યા પછી તો માત્ર ચાર અથવા પાંચને જ પસંદ કરવાના હતા; કેમકે છેલ્લી મુસાફરીમાં જેમ માણસો થોડાં, તેમ સાથે લઈ જવાનો ખોરાક પણ થોડો, એટલે ખેંચવાનું વજન પણ થોડું. અને બધી ફતેહનો આધાર થોડા વજન અને સારા ખોરાક ઉપર જ હતો. અગિયાર દિવસ પછી એક સ્લેજ–ગાડી અને ત્રણ માણસોને પાછાં મોકલવામાં આવ્યાં; અને ૪થી જાન્યુ-

આરીએ બે ગાડી ને નવ માણસો દક્ષિણ ધ્રુવથી ૧૫૦ માઇલ દૂર આવેલ પર્વતની ધારીએ પહોંચ્યાં.

અહીં હવે નવમાંથી પાંચ માણસની પસંદગી કરવાની હતી કે જેમને કદાચ દક્ષિણ ધ્રુવ શોધવાનો યશ મળે. આ કામ કૅપ્ટન સ્કૉટ માટે ઘણું જ કઠિન હતું. આટલે દૂર અને ધ્રુવની આટલે નજીક આવ્યા પછી કોઇને પાછા ફરવાનું કહેવું એથી વધુ નિરાશાજનક બીજું શું હોઈ શકે? પણ આ પાંસડે જણમાં સાચા ખેલાડીનો જુસ્સો હતો. તેમાંના એકકેને અંગત માનની પરવા નહોતી. પરવા હતી માત્ર કાર્ય પાર પાડવાની, દેશની આબરૂ જાળવવાની. વળી વધુ વિકટ કામ તો હવે જ હતું. અહીંથી ધ્રુવ સુધીનો મુલક તદ્દન અજાણ્યો હતો. શૅકલ્ટન આથી સહેજ જ આગળ ગયો હતો. તેઓ લગભગ ૧૦૦૦૦ ફુટ ઉંચે આવી પહોંચ્યા હતા, છતાં પર્વતની ધારો હજી વધુ ને વધુ ઉંચે જતી હતી, અને તે કેટલી ઉંચાઇએ પહોંચશે તેની કોઇને ખબર નહોતી. જેમજેમ ઉંચે જાય તેમતેમ ટંડી અને તોફાન વધતાં જતાં હતાં. ગાડી ખેંચવા માટે હવે ટટ્ટુ કે કુતરાં નહોતાં. વળી, જતી વખતે ખાવા માટે તથા વળતાં પણ કામમાં આવે એ માટે સાથે બે વખતનો ખોરાક લઈ જવાનો હતો. લોખંડી સ્નાયુઓ અને મજબુત શરીર જ માત્ર આ સફર માટે પુરતાં નહોતાં. કાર્ય સિદ્ધ કરવાના અડગ મનોબળની એથી પણ વધારે જરૂર હતી. આ બધો વિચાર કરી સ્કૉટે પોતાની પસંદગી કરી. તે પોતાના ચારે મિત્રોનાં વર્ણન આપતાં લખે છે કે:

‘(૧) ડૉ. વિલ્સનઃ સને ૧૯૦૪માં ઉત્તર ધ્રુવની શોધમાં મારો સાથી હતો. મેં તેના જેવો ઉત્તમ ચારિત્ર્યવાન માણસ કદિ જોયો નથી. જેમજેમ તેનો સહવાસ વધે છે તેમતેમ તેને

માટે માન વધે છે.

(૨) બાવર્સ: જોકે કદમાં તે સૌથી નાનો છે, છતાં સૌથી વધુ મજબુત તે છે. તેના નાના મજબુત શરીરને કોઇ ચીજ ઇજા કરી શકતી નથી. તેની શક્તિ અગાધ છે ને અમને તે એક ખજાના રૂપ છે.

(૩) ઇવાન્સ: સૌથી વિશેષ જોરાવર છે. સ્લેજ–ગાડી તેના જેટલી કોઇ ખેંચી શકતું નથી. તે પોતાનું કામ જલદી પુરૂં કરી બીજાને મદદ કરવા હમેશાં તૈયાર હોય છે.

(૪) ઓટ્સ: ઓટ્સની પસંદગી પ્રથમ ટટ્ટુની માવજત માટે કરવામાં આવી હતી. ટટ્ટુ સંબંધી તેનું જ્ઞાન ઘણું છે. તે ટટ્ટુ સાથે જ બધો વખત રહે છે; કેટલીક વાર સુએ છે પણ સાથે. જ્યારે ટટ્ટુ મરી ગયાં ત્યારે ઘડીભર એમ લાગ્યું કે હવે આ સંઘમાં તેની જરૂર નથી. પણ સ્લેજ–ગાડી ખેંચવામાં પોતે સૌમાં ઉત્તમ છે એવું તેણે થોડા જ વખતમાં બતાવી આપ્યું, અને તેથી છેલ્લી પસંદગીમાં તેનું નામ આવ્યું.'

દક્ષિણ ધ્રુવથી માત્ર દોઢ સો માઇલ દૂરના એ પડાવથી, બાકીનાં માણસોની છેલ્લી ટુકડી પાછી ફરી અને એક ગાડી અને આ પાંચ જણાએ મુસાફરી શરૂ કરી. હવે જ તેમને ખરી મુશ્કેલીનું ભાન થવા લાગ્યું. ધીમેધીમે બરફનો વરસાદ પડ્યા કરતો હતો. સખ્ત ઠંડો પવન જોસભેર ફુંકાતો હતો. ખોરાક ભરેલી સ્લેજ–ગાડી વજનમાં બહુ જ ભારે થઇ ગઇ હતી અને અવારનવાર તે બરફમાં ઉંડી ઉતરી જતી હતી. કોઇ-કોઇ વાર તો બરફની ધારોમાંથી ઉંધી વળી જાય તેમ થતું હતું. રસ્તો ખરાબ હોવાથી તેમને ચાલવાને બદલે લગભગ કુદવું પડતું હતું; અને કેટલીક વાર બરફનાં તોફાન એવા તો જોરથી

શરૂ થતાં કે તેમને રાવટી ઉભી કરી લાંબા વખત સુધી તેમાં જ ભરાઇ રહેવું પડતું. આવા સંજોગોમાં, આ પાંચ સાહસિક વીરો, જાણે પાંડવો હિમાચળ ગળવા જતા હોય એમ, મહા-મુસીબતે પણ હીમતભેર દર અગિયાર કલાકે માત્ર બાર માઇલને હિસાબે આગળ વધતા હતા. એટલામાં સ્લેજ–ગાડી સમી કરતાં ઇવાન્સનો હાથ ધવાયો. અને તેમાં ઠંડી દાખલ થવાથી પીડા અસહ્ય થઇ પડી.

જેમજેમ તેઓ આગળ જતા ગયા તેમતેમ ગાડીનો ભાર ઓછો થતો ગયો; કેમકે દર દસ માઇલે તેઓ ખોરાક અને બળતણ માટે પેટ્રોલ મુકતા જતા અને પાછા ફરતી વેળા એ સ્થળ જલદી જડે એટલા માટે તેના ઉપર પત્થરનો મોટો ઢગલો કરતા જતા. હવે તો તેઓ પર્વતની ઉંચામાં ઉંચી ધારે પહોંચી ગયા હતા અને આગળ રસ્તો ઢાળવાળો હોઇ ગાડી ખેંચવાનું સહેલ હતું. છતાં સૌ એટલા બધા નબળા પડી ગયા હતા કે હલકી થએલી ગાડી અને ઢોળાવનો રસ્તો પણ તેમનું કામ સહેલું કરી શકયાં નહિ. ૧૬મી જાન્યુઆરીએ તેઓ ધ્રુવથી માત્ર ૨૭ માઇલ દૂર હતા. માત્ર બે જ મજલ—અને ફતેહ તેમની સમક્ષ હતી!

હવે ઍમંડસનની ટુકડીની વાતો વારંવાર થતી હતી. 'નૉર્વે-જીઅનો કયાં ગયા હશે? તેઓ ધ્રુવે પહોંચ્યા હશે કે નહિ? તેમનો નવો માર્ગ કેવો નીવડયો હશે?' આ બધા તેમની હમે-શની ચર્ચાના વિષયો હતા. તેમના રસ્તામાં ઘણા દિવસોથી કોઇ માણસ ચાલ્યું હોય કે ધ્રુવ તરફ ગયું હોય તેવી નિશાની સરખી પણ મળી આવતી નહોતી. આથી દક્ષિણ ધ્રુવની શોધનો યશ પોતાના જ દેશને મળવાની તેમને આશા બંધાઇ.



કેપ ઈવાન્સમાંના પડાવમાંની પોતાની નાનકડી ઓરડીમાં ડાયરી લખતો કૅપ્ટન સ્કૉટ
(દક્ષિણ ધ્રુવની શોધ)



સવારે વહેલો ઉઠી, પોતાના મિત્રોની છાની વિદાય લઇને, પડતા બરફના ભયંકર તોફાનમાં તે ચાલ્યો ગયો.
મિત્રોને બચાવવા ઓટ્સે પોતાનું બલિદાન દીધું.




આ ઉત્સાહમાં બીજે દિવસે વહેલી સવારે તેમણે દડમજલ કુચ શરૂ કરી. બપોર થતાં સુધીમાં તો તેઓ ધ્રુવથી ૨૦ માઇલ દૂર આવી પહોંચ્યા. એટલામાં બાવર્સે દૂર એક કાળું ટપકું જોયું. પ્રથમ તો તેણે તેને કુદરતી રીતે ગોઠવાએલો પથ્થરનો ઢગલો માન્યો, પણ તેમના દિલમાં તો ચોક્કસ એમ જ થયું

કે તેમની આશા ધૂળ ભેગી મળી ગઈ હતી. થોડો વખત આગળ ચાલ્યા પછી તેમની ચોક્કસ ખાતરી થઈ કે તે એક દંડ સાથે બાંધેલો કાળો વાવટો છે. હવે તો આજુબાજુ જમીન ઉપર સ્લેજ–ગાડી અને માણસોનાં પગલાંની પુષ્કળ નિશાનીઓ જણાવા લાગી.

આટલું જોખમ ખેડયા પછી અને આટઆટલી મુશ્કેલીઓ વેઠ્યા પછી આ નિરાશાનો ઘા ઘણો ભારે હતો. તે રાત્રે તેઓને બિલકુલ ઉંઘ આવી નહિ. ધ્રુવની નજીક આટલા બધા આવ્યા તો હવે નૉર્વેના વાવટાની અડોઅડ બ્રિટિશ વાવટો પણ રોપવો જ જોઈએ એમ તેમને લાગ્યું, અને બીજે દિવસે તેઓ બરાબર દક્ષિણ ધ્રુવ ઉપર પહોંચ્યા.

ધ્રુવથી બે માઇલ દૂર તેમણે એક નાનો તંબુ જોયો. તેમા પાંચ નૉર્વેજીઅનો સ્કૉટને માટે એક પત્ર મુકી ગયા હતા. તેમાં ધ્રુવ સંબંધી બરાબર અક્ષાંશવાર વર્ણન તથા પાંચે શોધક નૉર્વેજીઅન વીર નરોનાં નામ હતાં. આ લોકોએ બીજો આખો દિવસ ધ્રુવની આજુબાજુમાં પસાર કર્યો.

સાચા ખેલાડીની ઉદારતાથી સ્કૉટે પોતાની ડાયરીમાં ઍમંડસન માટે આ પ્રમાણે નોંધ કરી: 'નૉર્વેજીઅનોએ બરાબર દક્ષિણ ધ્રુવ શોધી કાઢ્યો છે. હું માનું છું કે દક્ષિણ ધ્રુવ દરિયાની સપાટીથી ૯૫૦૦ ફીટ ઉંચો છે.'

બ્રિટિશ સામ્રાજ્યનો વાવટો રોપી, નિરાશ થએલા આ પાંચ સાહસિકોએ 'દક્ષિણ ધ્રુવે પોતે થોડા મોડા પહોંચ્યા' એ સમાચાર દેવા પાછી કેપ ઇવાન્સ તરફ ૭૦૦ માઇલની લાંબી મુસાફરી શરૂ કરી. કુદરતની પણ એક બલિહારી જ ને, કે આજ દિવસ સુધી અનેક પ્રયત્નો કર્યા છતાં દક્ષિણ ધ્રુવ અભેદ્ય

અને દુર્ગમ રહ્યા; અને જ્યારે પહોંચ્યા ત્યારે છેલ્લા એક જ માસમાં બે પ્રજાના પાંચપાંચ માણસો ત્યાં પહોંચી શકયા !

નિરાશ હૃદયે અને નિર્બળ પગલે સ્કૉટની ટુકડીએ આવ્યા હતા તે જ રસ્તે પાછી મુસાફરી શરૂ કરી. દિવસેદિવસે ખોરાકનો ભાર ઓછો થતો હતો અને પાછળથી પવન ફૂંકાતો હતો, એટલે ચાલવામાં વિશેષ અનુકુળતા આવતી; છતાં રસ્તાની મુસીબતો તો તેની તે જ હતી. પહેલા સો માઇલ તો જોતજોતામાં પુરા થઇ ગયા. માત્ર ઇવાન્સને નાકે ઠંડી લાગી ગઇ હતી તે જ ચિંતાનું કારણ હતું.

પણ ૨૧મી જાન્યુઆરીએ બરફનું મહા ભીષણ તોફાન શરૂ થયું. છેક બપોર સુધી તેમને તંબુમાં ભરાઇ રહેવું પડ્યું. બપોરના ચાર કલાકમાં તેઓ માત્ર છ માઇલ જઇ શકયા. તેઓ ધારેની ટોચે પહોંચ્યા ત્યારે ઇવાન્સ અને ઓટ્સ લોથપોથ થઈ ગયા હતા. અને ડૉ. વિલ્સનની આંખોમાં ઠંડીને લીધે સખ્ત પીડા શરૂ થઇ હતી.

આટલેથી જ તેમની મુસીબતો કંઈ અટકી નહિ. દક્ષિણ ધ્રુવનાં હીમ-કટિબંધનાં તોફાનોએ તો તેમનો સજ્જડ પીછો લીધો. સખ્ત ઠંડી સાથે એવો જોસભેર પવન ફૂંકાતો હતો; ઝીણી રેતી અને બરફનાં કણ એવાં તો ઉડતાં હતાં અને સૂર્ય વગરના વિચિત્ર પ્રકાશમાં વસ્તુઓ એવી તો વિચિત્ર સ્વરૂપમાં દેખાતી હતી કે આ સાહસિકોને જાણે મોત ગળી જવા ધસ્યું આવતું હોય તેવું ભાસતું હતું.

આટલી મુશ્કેલીઓ હજુ જાણે પુરતી ન હોય તેમ ડૉ. વિલ્સનનો પગ મરડાયો અને તે સ્લેજ-ગાડી ખેંચી શકે તેમ રહ્યું નહિ. બરફથી ઢંકાએલા એક ખાડામાં સ્કૉટ પડયો અને

તેનું આખું શરીર જખમી થયું. ઈવાન્સનો હાથ હજુ સારો થયો ન હતો ત્યાં એને વિશેષ ઠંડી લાગવાથી તે તદ્દન નકામો થઇ ગયો. વળી તે એક મોટા ખાડામાં પડી ગયો જેમાંથી તેને મહા મહેનતે બહાર કાઢી શકાયો. ફરીવાર તે અને સ્કૉટ બીજા ખાડામાં પડી ગયા; અને ત્યાર પછી ઇવાન્સ એવો તો લોથ થઇ ગયો કે તે માંડમાંડ પાછળ ચાલતો, બીલકુલ બોલતો નહિ અને તેનો હમેશનો હસતો ચહેરો ગમગીન થઇ ગયો હતો. અંતે ઓટ્સના પગને પણ ઠંડી લાગી, તેમાં ફરતું લોહી અટકી ગયું અને સખ્ત શૂળ શરૂ થયું.

૨૧ દિવસમાં તેઓ પર્વતની ધારો ઓળંગી ગયા અને સ્કૉટે આશા બાંધી કે હવે ઠંડી કાંઇક ઓછી થશે અને તોફાન શાંત પડશે. દિવસેદિવસે ઇવાન્સની તબિયત ખરાબ થવા લાગી. અત્યાર સુધી તો તેમને મુકેલો ખોરાક જડતો હતો, પણ ૧૧મી ફેબ્રુઆરીએ તેઓ અતિ વિકટ માર્ગે આવી પહોંચ્યા. ત્યાં બરફ બહુ જ પોચો અને લપસણો હતો ને ખાઇઓ આડીઅવળી એવી તો આવી રહી હતી કે તેમાંથી માર્ગ શોધવો બહુ જ મુશ્કેલ હતો. પ્રકાશ એવો તો વિચિત્ર હતો કે કોઇ વસ્તુનો અસલ આકાર કે રંગ દેખાય જ નહિ; બધી વસ્તુઓ ઘણા જ વિચિત્ર આ-કારની દેખાતી હતી. આ સ્થિતિમાં બીલકુલ આગળ ચાલી શકાય તેમ નહોતું. તેથી તેમને મુળ દિશા પડતી મુકી રસ્તાની બીજી બાજુ ગ્રહણ કરવી પડી. આનું પરિણામ એ આવ્યું કે જ્યારે આગળ જતાં તેઓ મુળ રસ્તે આવ્યા ત્યારે તેમણે મુકેલો ખોરાક તેમને જડ્યો નહિ. પરિણામે ઈવાન્સની તદ્દન ખરાબ તબિયતે અને ખોરાકની તંગી અને ભયંકર તોફાને તેમને હતાશ કરી મુકયા. રાત્રે થોડોક ખોરાક લઇ ચા પીને તેઓ પડી રહ્યા ને

બીજી સવારે આગળ ચાલ્યા.

હવે તો ઇવાન્સ સૌની સાથે ચાલી પણ નહોતો શકતો. પડવાથી તેના મગજ ઉપર બહુ જ ખરાબ અસર થઇ હતી. તે કાંઇ પણ ફરિયાદ નહિ કરતાં સૌને આગળ ચાલ્યા જવા આગ્રહ કરતો હતો. બપોરે તેઓ બધા ચા માટે અટક્યા ત્યારે ઇવાન્સ પાછળ ક્યાં ય દેખાતો નહોતો; તેથી બે જણા તેની શોધમાં ગયા. બે માઇલ ઉપર તે બરફમાં પડ્યા હતો. ઠંડીથી તેનું શરીર બહેર મારી ગયું હતું અને તેને બીલકુલ ભાન નહોતું. સ્લેજ–ગાડીમાં નાખી તેને કૅમ્પમાં લાવવામાં આવ્યો; પણ તે જ રાત્રે તેમનામાં સૌથી વધુ મજબુત એ ઇવાન્સનો આત્મા તેનું શરીર છોડી ચાલ્યો ગયો.

હવે જોકે એક માંદા માણસનો બોજો ઓછો થયો હતો, પણ એટલેથી જ કાંઈ મુસીબત ઓછી થઇ નહિ. કુદરતી રીતે જ્યારે હવા સારી હોવી જોઇએ ત્યારે ઠંડી અને તોફાન તેમનાં દુશ્મન બની ઉભાં. વળી તેમણે ખોરાક પણ એવી રીતે ગોઠવ્યો હતો કે તે મેળવવા માટે અમુક મજલ તો કરવી જ જોઇએ, ને એ કરવાની તાકાત હવે તેમનામાં ઓછી થતી જતી હતી. આ બધું સહન કરવા અને ગાડી ખેંચવા માટે સારા ગરમા-ગરમ ખોરાકની જરૂર હતી. પણ દુર્દૈવવશાત્ બન્યું એવું કે જ્યાંજ્યાં તેમણે પેટ્રોલ મુક્યું હતું ત્યાં બધે વાસણનાં ચામડાનાં વાઇસર ખવાઇ જતાં તે ઉડી ગયું હતું; એટલે હવે સ્ટવ સળગાવી ખોરાક ગરમ કરવાની તો આશા જ નહોતી. પરિણામે તેમનું બળ ધીમેધીમે ઓછું થવા લાગ્યું.

ઓટ્સના પગને લાગેલી ઠંડીએ હવે ભયંકર સ્વરૂપ પકડવા માંડ્યું. એક પગલું ભરતાં પણ તેને અસહ્ય વેદના થતી. માર્ચની

શરૂઆતમાં પોતાની ડાયરીમાં નોંધ કરતાં સ્કૉટ જણાવે છે કે 'ઓટ્સ હવે કદિ સ્લેજ ખેંચી શકે તેમ હું માનતો નથી. દરેકને ભાગે એટલું બધું કરવાનું છે કે અમે એકબીજાને કાંઇ જ મદદ કરી શકતા નથી. અમે ઠંડા પડતા જઇએ છીએ. ગરમ કપડાંની આરપાર ઠંડો પવન અમને કંપાવે છે. તંબુમાં હોઇએ છીએ તેટલી વાર અમે બધા આનંદ કરીએ છીએ. પણ આ રમત તો હવે પુરી રમ્યે જ છુટકો. આવી આકરી રમત અમે કદિ રમ્યા હોઇએ એવું મને યાદ નથી. અમે આ ત્રાસદાયક રસ્તો મહા મહેનતે કાપીએ છીએ. થાકેલા, ઠંડીથી કંપતા, કંગાલ છતાં બહારથી હસવાનો યત્ન કરતા અમે લથડતા લથડતા આગળ ચાલ્યે રાખીએ છીએ. અને બીજું તો શું? પ્રભુ સહાય કરો.'

તા. ૧૪મી માર્ચે ઓટ્સને પગની પીડા બહુ જ વધી. તે વારંવાર પોતાના સાથીઓને વિનવવા લાગ્યો કે 'તમે બધા ચાલ્યા જાઓ. તમે મારી સાથે ધીમે ચાલશો તો ખોરાકવાળે સ્થળે વખતસર નહિ પહોંચો અને ભુખ તથા ઠંડીથી મરી જશો. આગળ જશો તો તેલ જડશે ને તમે જીવશો. હું તો નહિ જ ચાલી શકું.' પરંતુ 'મરવું કે જીવવું, પણ સૌએ સાથે' એ આ સાહસિક નરોનો સિદ્ધાંત હોઈ તેમણે તેને છોડી જવાની ચોખ્ખી ના પાડી. પોતાના સાથીઓનું આવું મક્કમપણું જોઇ ઓટ્સે ચાલવા માટે પોતાનાથી બનતો યત્ન કર્યો. પડતો આખડતો, દરેક પગલે થતી અસહ્ય વેદના સહન કરતો, તે મહા મહેનતે તેમની સાથે રાવટીએ પહોંચ્યો. આ મહેનતથી તેની તબિયત રાતમાં બહુ જ બગડી. સવારે વધુ ખરાબ થવાની બીક હતી. 'પોતાની સાથે રહેવાથી પોતાના મિત્રો વિનાકારણ

મરી જશે; પોતે જો નહિ ચાલી શકે તો તેઓ બધા તેની સાથે બેસી રહેશે અને તેથી નજીકના ખોરાકના સ્થળે પહોંચાશે નહિ; અને સાથે જે થોડોઘણો ખોરાક ને તેલ છે તે થઇ રહેશે ત્યારે સૌને માટે મૃત્યુ સિવાય બીજું શું ? તેમને બચાવવા માટે પોતે મરવું જ જોઇએ:'—આવા વિચાર કરી, વહેલી સવારે જ્યારે બહાર જોસથી બરફ પડતો હતો ને તોફાની પવન ફૂંકાતો હતો ત્યારે તે ઉઠ્યો, સુતેલા મિત્રોની છુપી વિદાય લીધી અને પડતા બરફમાં ને ભયંકર તોફાનમાં ચાલ્યો ગયો—મિત્રોને બચાવવા. ગયો તે ગયો; તે કદિ પાછો ફર્યો જ નહિ.

પણ તેનું આ બલિદાન નિરર્થક ગયું.

ખોરાકનું મથક વનટન ડીપો અગિયાર માઇલ દૂર રહ્યું ત્યાં સુધી તો તેઓ જેમતેમ કરીને પહોંચ્યા. તેમની પાસે હવે એક જ દિવસ ચાલે તેટલું તેલ હતું અને બધાને સખ્ત ઠંડી લાગી ગઇ હતી. ઠંડીથી સ્કૉટનો પગ નકામો થઇ ગયો હતો. તેવી જ સ્થિતિ વિલ્સન અને બાવર્સની હતી. છતાં વિલ્સને અગિયાર માઇલ જઇ ખોરાક ને તેલ લઇ આવવાનું બીડું ઝડપ્યું.

વહેલી સવારે બધાએ ઉપડવાનું નક્કી કર્યું. પણ સવાર પડતાં બરફનું તોફાન એવા તો જોરથી શરૂ થયું કે તેઓ તંબુ છોડી શકે તેમ રહ્યું જ નહિ. તેમણે આખો દિવસ તોફાન મટવાની રાહ જોઇ, પણ નિષ્ફળ ! બીજે દિવસે પણ તોફાન તો ચાલુ જ રહ્યું. સ્કૉટની ડાયરીમાં તા. ૨૮ અને ૨૯મી માર્ચ એ છેલ્લી તારીખો નીકળે છે. તે લખે છે: 'અમે દરરોજ નીકળવા તૈયાર થઇએ છીએ, પણ તંબુની બહાર તેનું તે ભયંકર તોફાન મચી રહ્યું છે. ખોરાક અને તેલ અગિયાર માઇલ

દૂર છે, પણ ત્યાં પહોંચાય કેમ ? અમે બધા નબળા અને ઠંડા પડતા જઇએ છીએ અને મૃત્યુ દૂર હોય તેમ લાગતું નથી. હું હવે વધુ લખી શકતો નથી. અફસોસની વાત છે.'

卐 卐

આઠ મહીના સુધી જ્યારે દક્ષિણ ધ્રુવના આ સાહસિકોના કાંઇ જ સમાચાર આવ્યા નહિ ત્યારે મદદ માટે સર્જન ઍટકિન્સનની સરદારી નીચે એક ટુકડી નીકળી પડી. તેમણે વનટન ડીપોથી દક્ષિણે અગિયાર માઇલ દૂર એક તંબુમાં ત્રણ મડદાં જોયાં. જાણે નિદ્રાધીન હોય તેમ સ્કૉટ, વિલ્સન અને બાવર્સ ત્રણે સુતા હતા. સ્કૉટ સૌથી છેલ્લો મરી ગયો હોય તેમ લાગતું હતું; કેમકે તેણે બધી ડાયરી અને નોંધપોથી પોતાના ખભા નીચે ગોઠવી હતી અને ઓઢવાનું લુગડું દૂર કરી પોતાના મિત્ર વિલ્સનને બાથ ભીડી તે સુતો હતો.

આમ આ સાહસિકો, દક્ષિણ ધ્રુવની પરમ શીતળ શાંતિમાં, પોતાના સાહસની પછવાડે એ ધ્રુવના જેટલી જ અચળ અમર નામના મુકીને મરણને શરણ થયા. જે સ્થળેથી ઓટ્સ રાત્રે મરવા નીકળી ગયો હતો તેની નોંધ પણ સ્કૉટે ડાયરીમાં કરી હતી. તેને આધારે ઍટકિન્સને બરફમાં ઓટ્સના શરીર માટે તપાસ કરી, પણ વ્યર્થ ગઇ. એટલે લગભગ તે જગ્યા પર તેનું સ્મારક ઉભું કરવામાં આવ્યું અને તે પર નીચેનો શીલાલેખ મુકયોઃ

'લગભગ અહીં, કૅપ્ટન એલ. ઇ. જી. ઓટ્સ મરણ પામ્યો છે. ૧૯૧૨ના માર્ચ માસમાં ધ્રુવથી પાછા ફરતાં, દુઃખથી ઘેરાએલા પોતાના મિત્રોની જીંદગી બચાવવા, તેણે રાજીખુશીથી બરફના ભયંકર તોફાનમાં પોતાની આહૂતિ આપી.'

આજે પણ બરફની કાળ સમ વિકરાળ ધારોને જોતો, નવ ફીટ ઉંચો એક ક્રૉસ આ સાહસિકોના સ્મરણાર્થે પર્વતના એક ઉંચા શિખર પર ઉભો છે. તે પર આ પ્રમાણે લેખ છે:

કૅપ્ટન સ્કૉટ, ડૉ. વિલ્સન, કૅપ્ટન ઓટ્સ, લૅફ્ટેનન્ટ બાવર્સ
અને ઑફિસર ઇવાન્સ ૧૯૧૨ના માર્ચમાં ધ્રુવથી
પાછા ફરતાં મૃત્યુ પામ્યા તેમના સ્મરણાર્થે.
To strive, to seek, to find, and not to yield.
મહાસિદ્ધિ માટે મથવું, જયી થાવું, ન નમવું.



# પક્ષીનિરીક્ષણ

જંગલનિવાસથી સ્કાઉટોને જે એક અમૂલ્ય તક મળે છે તે પક્ષીનિરીક્ષણ કરવાની. જાતજાતનાં પક્ષીઓ જોવાં, સવાર-સાંજ તેમનું મધુર સંગીત સાંભળવું, તેમના માળાની રચના તથા તેમની બચ્ચાં ઉછેરવાની વિવિધ કળા નીહાળવી અને તેમની ઉપયોગિતાનો અભ્યાસ કરવો તે સ્કાઉટોને માટે ઓછી રસમય પ્રવૃત્તિ નથી. જેની નિકટમાં નિકટ રહેવા છતાં તે સંબંધી ઓછામાં ઓછું જ્ઞાન આપણે ધરાવતા હોઇએ એવું કાંઈ પણ હોય તો તે પક્ષીઓ છે. સૃષ્ટિની શરૂઆતથી જ માણસો અને પક્ષીઓ એકબીજાના નિકટ સંબંધમાં હોય તેમ લાગે છે. કવિઓએ પક્ષીઓનાં ગુણગાન કર્યાં છે, ચિત્રકારોએ ચિત્રકળાને પક્ષીઓથી સમૃદ્ધ કરી છે, ભવિષ્યવેત્તાઓ અને પુરાણકારોએ તેમને શુભ અશુભ પ્રસંગોમાં ધાર્મિક દૃષ્ટિએ તેમજ વહેમના વિચારોથી આલેખેલાં છે; છતાં તેમના સંબંધી આપણું અજ્ઞાન ઘણું છે.

આપણી પોતાની રીત પ્રમાણે આપણે પક્ષીઓને સ્પૃશ્ય અને અસ્પૃશ્ય એવા બે વિભાગમાં વહેંચી નાખ્યાં છે, અને તે વહેંચણીમાં પક્ષીઓને મોટો અન્યાય થયો ભાસે છે. કાગડા, ગીધ, ઘુવડ, ચીબરી જેવાં પક્ષીઓને આપણે ઘણી કરડી

નજરથી જોઇએ છીએ. તેમને અડવાથી સ્નાન કરવું પડે છે, તેના બોલવાથી અપશુકન થાય છે, જો તે મકાન પર બેસે તોપણ મહા આફત આવશે એમ આપણે માનીએ છીએ. બીજી બાજુ પોપટ, સારસ, ગરુડ, દીવાળીઘોડો, તેતર, કબુતર જેવાં પક્ષીઓને આપણે પવિત્ર અને શુભ શુકનના સૂચક માનીએ છીએ. પરંતુ આપણે જો પક્ષીઓનો અભ્યાસ કરીએ, તેમની દરેક હીલચાલ તપાસીએ, તેમના ફોટો લઇએ અથવા ચિત્રો દોરીએ, તેમના માળાઓનાં બાંધકામ, તેમના ખોરાક વગેરેનો જો નિયમિત અભ્યાસ કરીએ તો આપણને ખબર પડે કે એ માન્યતામાં કયાંકયાં ખામીઓ છે. એથી સ્કાઉટ જીવનમાં એક ઘણી જ રસમય પ્રવૃત્તિ ઉભી થાય, તે સાથે કુદરતના સહવાસમાં વિશેષ અવાય, જંગલજીવન વધુ સેવતા થઇએ અને પક્ષીઓ તરફની આપણી મમતા વધે.

જેને આપણે અસ્પૃશ્ય વર્ગનાં પક્ષીઓ માનીએ છીએ તે દિનરાત આપણી કેવી સેવા કરે છે તે નીચેના એકબે દાખલા પરથી સમજાશે. જ્યારે ખેતરની અંદર વાવેતર થાય ત્યારે કાગડા પાછળપાછળ ફરીને વાવેલ દાણા ખાઇ જાય છે ને પાક બગાડે છે. એક વખત ઇંગ્લંડમાં આ માન્યતાથી કાગડાઓને ખેડુતોએ મારી નાખ્યા. બીજે વર્ષે દર વર્ષ કરતાં પાક ઘણો જ જુજ આવ્યો અને ખેતરોમાં જીવાત એટલી તો વધી પડી કે તેનો કેમ નાશ કરવો તે મોટો પ્રશ્ન થઇ પડ્યો. તપાસ કરતાં જણાયું કે કાગડાઓ જ બધી જીવાતનો નાશ કરતા. તે જે કાંઇ બગાડતા તેના કરતાં ફાયદો વિશેષ કરી આપતા. બીજે જ વર્ષે તેમને કાગડાના સંરક્ષણનો કાયદો કરવો પડ્યો ! ઇજીપ્તની અંદર તો ઘણા જુના સમયથી કાગડાના સંરક્ષણનો

કાયદો છે. કાગડો જોકે અસ્પૃશ્ય ગણાય છે છતાં આપણામાં પણ કાગડાને મારવામાં પાપ મનાયું છે. ટિબેટના લોકો જોકે માંસાહારી છે છતાં ત્યાં પક્ષીઓને મારવાનો પ્રતિબંધ છે. આપણાં કુતરાં બીલાડાં માફક પક્ષીઓ ત્યાં માણસોનાં ઘરમાં દાખલ થઈ નિર્ભયતાથી ખાવાનું ખાય છે.

જીવાત ત્રણ જાતની થાય છે: એક જમીન પર ફરતાં જીવડાં, બીજાં ઝાડનાં થડ અને ડાળો પર રહેતાં જીવડાં, અને ત્રીજાં હવામાં ઉડતાં જીવડાં. આ ત્રણે જાતનાં જીવડાંના નાશને માટે ત્રણ જાતનાં પક્ષીઓ કામ કરે છે. અને જો આવાં પક્ષીઓ ન હોત તો દુનિયા પર એટલી બધી જીવાત વધી જાત કે માણસને જીવવું પણ દુષ્કર થઈ પડત. જમીન પર ફરતાં જીવડાં અને ઇયળોના નાશ માટે ચકલી, કાબર, દીવાળીઘોડો એવાં કેટલાંક પક્ષીઓ છે. ઝાડના સંરક્ષણ અર્થે કુદરતે લક્કડ-ખોદ જેવાં પક્ષીઓ બનાવ્યાં છે, જેની અણીવાળી ચાંચ, ખર-બચડી જીભ, પગ ને પુંછડી કુદરતે એવાં બનાવ્યાં છે કે તે ઝાડની છાલની અંદર ભરાઇ ગએલ જીવાતનો નાશ કરી મોટાં વૃક્ષોને આબાદ રાખે છે. હવાની જીવાતનો નાશ કરવા તેમજ પાણીનાં જીવડાં સાફ કરવા બીજી બે જાતનાં પક્ષીઓ થાય છે. ખેતરોની અંદર થતા ઉંદરોના નાશનું કામ સમળીઓ દિવસે અને ઘુવડ તથા ચીબરી રાત્રે કરી આપણી સેવા દિનરાત ઉઠાવે છે. તે ઉપરાંત ચકલાં નકામા છોડવાનાં બીજ ખાઇને નીંદામણના ઉગતા છોડવાનો નાશ કરે છે.

આ પ્રમાણે ઉપયોગી થતાં પક્ષીઓ, તેમની રીતભાત, તેમના ખોરાક, તેમના માળા, તેમનાં ઇંડાં અને તેમની ઉપ-યોગિતા વિષેનું આપણું અજ્ઞાન ઘણું જ છે. કાગડા, ચકલાં,




વિવિધ પક્ષીઓનાં માથાં અને ચાંચોના જુદાજુદા પ્રકાર: આમાનાં તમે કેટલાં ઓળખી શકો છો? એમાં ચકલી, બતક, પોપટ, કુકડો ગરુડ અને બગલો છે.

પોપટ, ઘુવડ તથા દીવાળીઘોડા જેવાં હમેશાં નજરે પડતાં, ફળીમાં દાણા ચણી ખાતાં અને પાડોશનાં જ ઝાડ પર રહેતાં પક્ષીઓ બાબત આપણે ઘણું ઓછું જાણીએ છીએ. આપણે પોપટ પાળીએ છીએ, તેને ગૃહ પક્ષી ગણીએ છીએ, પણ સાચું પુછો તો તેની ઉપયોગિતા બહુ જ ઓછી છે. તે આપણી




જુદાજુદા પક્ષીઓના પગ તથા તેના વિવિધ પ્રકાર: દરેક પક્ષી જુદીજુદી પ્રકૃતિનું હોઇ કુદરતે તેના પગ પણ તે મુજબ સર્જ્યા છે: (૧) ગરુડ--શિકારી પક્ષી (૨) પોપટ: ચડનારૂં પંખી (૩) ચકલી: બેસનારૂં (૪) કુકડો: ખણખોતર કરનાર (૫) બગલો: ખુંદીને ચાલનાર (૬) બતક: તરનાર (૮) શાહમૃગ: દોડનાર

કશી જ સેવા કરતો નથી. ખાય છે તેના કરતાં વિશેષ નુકસાન કરે છે. એક ફળ ખાય છે ત્યારે દસ ટોચીને નીચે નાખે છે.

તેનાં ટોળાં આપણને જોઇ, જાણે મશ્કરી કરતાં હોય તેમ, ચીચિયારી કરી ઉડી જાય છે, અને જ્યાં ઉતરે છે ત્યાં પારાવાર નુકસાન કરે છે. જ્યારે, જેને જોઇને પણ આપણે અભડાઇએ છીએ તેવું ઘુવડ રાત્રે ખેતરોની અંદર નુકસાન કરતા ઉંદરનો નાશ કરી, ઘઉં અને કપાસના વાવેતરને સલામત રાખે છે.

મિ. ડગલાસ દીવાર પોતાના 'હિંદુસ્તાનનાં પક્ષીઓ' નામના પુસ્તકમાં ચકલીઓ બાબત લખે છે કે ચકલીઓ અનાજના કણ ખાય છે તેના કરતાં નાનાં જીવડાં અને ઇયળો વિશેષ ખાય છે. અને તેનાં બચ્ચાં તો ખાસ કરીને ઇયળો પર જ જીવે છે. તેના બંગલામાં એક ચકલીએ માળો બાંધેલો, બચ્ચાં માટે તે આખો દિવસ ઇયળો લાવતી તે પરથી તેણે આ પ્રમાણે હીસાબ કાઢેલો: 'ચકલીનાં નાનાં બચ્ચાં બહુ જ ભુખાળવાં હોય છે. તે આખો દિવસ મોઢાં ફાડી ખોરાક માટે માળામાં બેસી રહે છે, ને ચકલી બાર કલાક સુધી લાગલાગટ કાંઇક ને કાંઇક લાવી તેમનાં મોઢાંમાં મુકયા જ કરે છે. એક કલાકમાં પંદર વખત ચકલી બચ્ચાં પાસે આવે છે અને દરેક વખતે ચાંચમાં ત્રણેક ઇયળો લાવે છે. એટલે આખા દિવસમાં તે ૧૫×૩×૧૨=૫૪૦ ઇયળો લાવે છે. આ પ્રમાણે બચ્ચાંને પોષવાનું કાર્ય ૨૦ દિવસ સુધી ચાલે છે. એટલે એક ચકલી એટલા સમયમાં ૫૪૦×૨૦=૧૦૮૦૦ ઇયળોનો તો નાશ કરે જ છે. તે આખા વર્ષમાં બે વાર ઇંડાં મુકે છે એટલે એક ચકલી એક વર્ષમાં પોતાનાં બચ્ચાં માટે લગભગ સાડી એકવીસ હજાર ઇયળોનો નાશ કરે છે. આ ઉપરાંત પોતાને માટે જોઇતો ખોરાક તો જુદો. ચકલીનાં ટોળાં આપણાં ખેતરોમાં અને આંગણામાં ન ઉતરતાં હોય તો શું થાય તે વિચારી

જોવા જેવું છે. સ્કાઉટો પણ જો મિ. ડગલાસ દીવારની માફક પક્ષીઓનો ખાસ અભ્યાસ કરે તો આવી ઘણી ચમત્કારિક હકીકતો નજરે પડે.

પણ આ અભ્યાસ કરવો શી રીતે? અહીં એક રીત બતાવી છે. એક યાદી રાખવી અને તેની અંદર નીચેની હકીકતો વિગતવાર લખવી: પક્ષીનું નામ, કદ, રંગ, ખોરાક, માળા, ઈંડાનો રંગ અને આકાર, ઇંડાં મુકવાની ઋતુ, પ્રથમ ક્યારે જોયું તેની તારીખ, છેલ્લું ક્યારે જોયું તેની તારીખ અને ખાસ નોંધ.

કદને માટે પાંચ ભાગ પાડી શકાય: ચકલી જેવડું, બુલબુલ જેવડું, કાબરના કદનું, કાગડા જેવડું અને સમળી જેવડું. એ પાંચ જાતમાંથી જેના જેવડું હોય તેનું નામ લખવું. ખાસ નોંધમાં પુંછડીનો રંગ, ડોકનો રંગ, માથે કલગી હોય તો તે, ચાંચનો રંગ વગેરે કાંઈ ખાસ જાણવા જેવું હોય તે લખવું. પછી જો તેનું નામ ન આવડતું હોય તો કોઇને તે નોંધ બતાવી નક્કી કરવું. આપણે ત્યાં આખા વરસમાં લગભગ ૧૫૦ જાતનાં પક્ષીઓ દેખાય છે. આપણને તો એમાંથી માત્ર પંદરનાં નામ પણ ભાગ્યે જ આવડતાં હશે; તો તેમના સંબંધી ખાસ જ્ઞાન તો ક્યાંથી જ હોય?

નીલકંઠ અથવા જય નામનું પક્ષી આપણે ત્યાં ખાસ શુકનવાળું ગણાય છે. દશેરાને દિવસે જો તે દેખાય તો ક્ષત્રિઓ તેને શુભ શુકન ગણે છે. મેં આ પક્ષી કદિ જોએલું નહિ. ઉપર દર્શાવી તેવી એક યાદી હું તૈયાર કરતો હતો. એક દિવસ ગામ બહાર ચાલતાં મારા પગ નજીકથી એક પક્ષી ઉડ્યું, અને તેની વાદળી જેવી લીલી પાંખો જ માત્ર ચમકી ન ચમકી ને તે અદૃશ્ય થયું. હું બીજે દિવસે તે જ સમયે તે જ સ્થળે

ગયો, તો ધુળમાં ભળી જાય તેવા રંગનું, આપણા હોલા જેવું મેલું એક પક્ષી કાંઇક વીણી ખાતું દેખાયું. હું દૂરથી તેને હોલું ધારી પાછો ફરત; પણ તે મને જોઇને ઉડ્યું, અને ફરી તેની તે સુંદર વાદળી–લીલી પાંખો ચમકી. વિશેષ તપાસ કરતાં તે જ નીલકંઠ એમ માલુમ પડ્યું. ત્યાર પછી તો મેં ઘણાં નીલકંઠ જોયાં. પ્રથમ જોતો ત્યારે ઓળખતો નહિ; હવે ઓળખું છું ત્યારે વારંવાર દેખું છું.

જો આપણે પક્ષીઓના મિત્ર થઇ જઇએ, તેમને માટે માળા બાંધીએ, તેમને માટે ખાવાનો બંદોબસ્ત કરીએ, ઉનાળામાં તેમને માટે પાણીની સગવડ કરીએ તો ઘેર બેઠાં અનેક સુંદર પક્ષીઓ નીહાળવાનો અવકાશ મળે, અને સાથોસાથ આપણી માન્યતા પ્રમાણે પુણ્યકાર્ય પણ થાય. પક્ષીઓને નિકટ સહવાસમાં લાવવાની આવી કેટલીક યુક્તિઓ, અને તેવી યુક્તિઓથી પક્ષીઓ વિષે મળેલી કેટલીક હકીકતો હવે આપણે જોઇએ.

## ૨

ગામડામાં રહેતા વિદ્યાર્થીઓને અને જંગલમાં આથડતા સ્કાઉટોને પક્ષીનો અભ્યાસ કરવાની ઘણી તક મળે છે. માત્ર આંખો ઉઘાડી રાખવી જોઇએ. આપણા ઘર આંગણે પાણી અને દાણાનાં કુંડાં ટાંગવાનો રીવાજ પક્ષીનિરીક્ષણને માટેનું ખાસ અંગ છે. જાતજાતનાં પક્ષીઓ દાણા, ને ખાસ કરીને પાણી માટે તે કુંડાં પર આવે છે ત્યારે આપણને તેમની નોંધ લેવાની ઘણી સારી તક મળે છે.

આપણે ત્યાં ઝાડ તો પુષ્કળ હોય છે. આપણા ઘરની

બારીમાંથી પાસેના ઝાડની ડાળ સાથે એક તાર બાંધવો. પછી તે તારમાં એક ગરેડી પરોવી તેના ઉપર વાળા વતી એક ટોપલી બાંધી તે તાર પર લટકાવવી. તારનો બારી તરફનો છેડો ઉંચો કરવાથી તે ટોપલી ગરેડી પર ઝાડ તરફ સરકી જશે, અને બારીમાંનો તારનો છેડો નીચો કરવાથી તે પાછી સરીને બારીમાં આવશે. આવી બે ટોપલી રાખવી. એકમાં દાણા અને બીજીમાં પાણીનું વાસણ મુકવું. પછી તારનો છેડો ઉંચો કરવો એટલે ટોપલીઓ ઝાડની ડાળ પાસે જઇ અટકશે. અહીં પુષ્કળ પક્ષીઓ દાણા પાણી માટે આવશે, તેમનો મધુર કલરવ મચી રહેશે અને સવાર સાંજ તેમને વિષે ઘણું નિરીક્ષણ કરવાનું મળશે. ચોમાસાની એલીમાં પક્ષીઓ બીલકુલ ખોરાક સિવાય માળામાં ભરાઇ રહે છે, અને ઉનાળાના પ્રખર તાપમાં પાણીનું દુઃખ પક્ષીઓને હોય છે તેટલું બીજું કોઇને નથી. આ બંને દુઃખના નિવારણ અર્થે અને પક્ષીનિરીક્ષણ ખાતર દરેક સ્કાઉટે આવી વિમાની ટોપલીઓની રચના કરવી ખાસ જરૂરની છે.

કોયલ પોતાનાં ઈંડાં કાગડા પાસે સેવરાવે છે તે હકીકત તો ઘણા જુના જમાનાથી કવિ કાલિદાસ જેવાએ પણ અવલોકી હોય તેમ શાકુન્તલમાં નજરે પડે છે. ઇંડાં મુકતી વખતે તેમજ સેવતી વખતે કાગડા બુદ્ધિથી નહિ પણ પ્રેરણાથી જ કામ કરે છે. તેમને ઈંડાં સેવવા સિવાય બીજું ભાન હોતું નથી.

કાગડાના માળામાંથી ચાર ઇંડાંમાંથી એક અથવા બે ઇંડાં કોઈ ઉપાડી લે તો તેની તેને ખબર પડતી નથી. એટલે સંખ્યા ગણવાની બુદ્ધિ તેમનામાં નથી. તેમ જ એક ઇંડું લઇ તેને બદલે ગોળ પત્થર અથવા ગૉલ્ફનો બૉલ મુકવામાં આવે તો તેને પણ તે ઓળખ્યા વિના સેવ્યા કરે છે. બીજાં પક્ષીનાં

ઇંડાં, નાનાં અથવા મોટાં, સાદાં અથવા રંગીન, કાગડાના માળામાં મુકવામાં આવે તો તે કાંઈ પણ પ્રખ્યાં સિવાય તેને પણ સેવે છે. ટુંકામાં, ઈંડાં મુકવા તથા સેવવાના કાર્યમાં તેઓ પ્રેરણાથી જ કામ કરે છે. તેઓ સારી રીતે સમજે છે કે તેમની આવી મૂર્ખાઇનો લાભ લઇ કોયલ તેમની પાસે પોતાનાં ઇંડાં સેવરાવે છે, અને તેથી કોયલ આવો લાભ ન લઇ જાય તેની તેઓ પુરતી કાળજી રાખે છે.

મારા ઘરની પાસે બે લીમડાનાં અને બે ત્રણ ગુંદીનાં ઝાડ છે. લીમડાના ઝાડ પર એકી સાથે એક માસ પર પાંચ છ કાગડાઓએ માળા બાંધ્યા, અને લગભગ તે જ અરસામાં પાસેનાં ગુંદીનાં ઝરડા જેવાં ઝાડ પર ચાર કોયલો આવી સવાર બપોર સાંજ ટૌકાર કરવા લાગી. જ્યારે બીજા કાગડા બહાર ચણ લેવા જતા ત્યારે એક અથવા બે કાગડા માળાની ચોકી માટે બેસી રહેતા. તેમની ચોકી સતત હતી.

પણ કોયલોની યુક્તિ તેથી પણ વિશેષ બુદ્ધિવાળી હતી. કોયલમાં માદા બોલતી નથી, પણ નર મીઠો ટૌકાર કરે છે. આ ટૌકાર કાગડાને બીલકુલ ગમતો નથી. આથી જ્યારે બે-ત્રણ કોયલો તેમનું સંગીત શરૂ કરે ત્યારે પહેરાપરના કાગડા ઉશ્કેરાઇને તેમને મારવા દોડે; એટલે કોયલો દૂરના બીજે ઝાડે બેસી વધુ જોસથી ટૌકાર શરૂ કરે. કાગડા ત્યાં પણ પાછળ જાય. તે અરસામાં તો ચોકીદારોની ગેરહાજરીનો લાભ લઇ માદા કોયલો કાગડાના માળામાં ઇંડાં મુકી જાય! આ પ્રમાણે લગભગ પંદર દિવસ સુધી યુદ્ધ ચાલે, અને દરેક વખત કાગડા છેતરાય! જ્યારે ઈંડાં ફુટે છે ત્યારે કાગડાના બચ્ચાં કરતાં કોયલનું બચ્ચું મોટું નીકળે છે. છતાં કાગડા તેને મારતા નથી

પણ મોટું કરે છે એ નવાઇ જેવી વાત છે.

બધાં પક્ષીઓમાં કાગડા વિશેષ બુદ્ધિશાળી ગણાય છે. તેમનામાં સંપ બહુ સારો હોય છે. તેઓ ઘણી વાર ભેગા થઈ સમળાને પણ હરાવે છે. ઉપરોક્ત લીમડામાં એક સમળાને માળો બાંધવાની ઇચ્છા થએલી, પણ કાગડાઓએ તેને હરાવી કાઢી મુકી.

સાયંકાળે જો તમે કાગડાને ઝાડ પર બેસતા જોયા હોય તો તમને જણાશે કે દરેક કાગડો ઉંચામાં ઉંચી ડાળે બેસવાનું પસંદ કરે છે. એક કાગડાને લોઢાના સળિયાના ટુકડા લઇ જતો જોઇ મારા એક મિત્રે કહ્યું કે ચોક્કસ બેચાર કલાકમાં વરસાદ આવવો જોઇએ. કારણ પુછતાં તેણે જણાવ્યું કે કાગડા એવી ચકોર જાત છે કે વરસાદ આવવાનો સંભવ થતાં તેમના માળાને મજબુત ટેકા આપવા લોઢાના સળિયા ભેગા કરવા મંડી પડે છે.

ટીટોડી મોટે ભાગે નદીને કાંઠે રેતીમાં ઇંડાં મુકે છે અને બહુ જ બહાદુરીથી પોતાનાં ઇંડાંનું રક્ષણ કરે છે. કુતરાં, સમળી, કાગડા અને બીલાડાં–આ બધાંને તેનાં ઇંડાં બહુ જ ભાવે છે. વળી રેતી અને કાંકરામાં નદી કીનારે પડ્યાં હોય એટલે મેળવવાં યે બહુ સુલભ. પણ તે સૌને હરાવી નર તથા માદા ટીટોડી પોતાનાં ઇંડાંનો બચાવ દિવસ રાત કેવી રીતે કરે છે તે મેં થોડા સમય પર નજરે જોયું, તે ઉપરથી ટીટોડીનાં ઇંડાં સમુદ્ર લઈ ગએલો તે ટીટોડીએ મહાન યુદ્ધ કરી પાછાં મેળવેલાં એ પંચતંત્રમાં વાંચેલી વાર્તા સાચી લાગી. તેમનો ઇંડાં સાચવવાનો પ્રયત્ન અવિરત અને અતુલ છે. સમુદ્ર તો શું પણ ખુદ પ્રભુ પાસેથી યે તે પાછાં મેળવી શકે!



(૧) જંગલી બતકોની (૨) બગલાઓની ઉડવાની રીત

ટીટોડી જમીન પર રહેતું પક્ષી છે. તે કાંઈ માળા બાંધતું નથી. ઇંડાં પત્થર ભેગાં મુકે છે અને એનો રંગ એવો હોય છે કે પત્થર ભેગાં ભળી જાય છે ને ખાસ બાતમી ન હોય તો પગ પાસે પડ્યાં હોય તોપણ નજરે ચડતાં નથી. મારા ફળિયાની દીવાલ પાસે ઓરડીના ઝાંખરા આગળ એક ટીટોડીએ ઈંડાં મુકેલાં. પણ મને ખ્યાલ નહિ કે તેણે ઇંડાં મુક્યાં હશે. એક દિવસ એક કુતરૂં ફરતુંફરતું તે બાજુ ગયું. કાન ફોડી નાખે તેવો અવાજ કરી બે ટીટોડાં તેના માથા પર ઉતર્યાં અને ચાંચના પ્રહારથી તેને એવું તો ગભરાવી નાખ્યું કે તે જીવ લઇ નાઠું. આ ઉપરથી અમને વહેમ પડ્યો અને બહુ જ કાળજી રાખી, માથે છત્રી ઓઢી ઇંડાં શોધી કાઢ્યાં. ટીટોડાં કાયમ માથા અને મોઢા પર જ ચાંચો મારે છે, માટે આંખને

કાંઇ ઇજા ન થાય તેની સાવચેતી રાખવાની જરૂર છે.

માદા ટીટોડી હમેશાં નીચે બેસી ઈંડાં સેવે અથવા ખોરાક મેળવે છે અને નર પાસેની દીવાલ પર બેસે છે. જો સમળી કે કાગડો પસાર થાય તો એક ઉપરથી અને બીજું નીચેથી તેના પર હલ્લો લઇ જાય છે અને તેને નસાડે ત્યારે જ જંપે છે. બચ્ચાં તરફનો પ્રેમ અને તેને અંગેની તેમની મહેનત ખાસ લક્ષ ખેંચે તેવાં છે.

આપણા રાજા મહારાજા અને મોટા લોકોની માફક પક્ષીઓ ઉનાળામાં હવા ખાવા માટે ખાસ ઠંડી વાળાં સ્થળોએ જાય છે. કેટલાંક તો ઠેઠ કાશ્મીર કે ઇંગ્લંડ સુધી જાય છે. જ્યારે ત્યાં શિયાળો આવે છે અને બરફ પડવા માંડે છે ત્યારે તેઓ આપણા તરફ ચાલ્યાં આવે છે. આવાં પક્ષીમાંનું એક તો આપણને બહુ જ જાણીતું છે. તે દીવાળીઘોડો. એને અંગ્રેજીમાં 'વૅગ ટેઇલ' કહે છે.

આ પક્ષી આપણે ત્યાં નવરાત્રમાં દેખાય છે અને આખો શિયાળો અહીં રહી જ્યારે ચૈતર વૈશાખની ગરમી શરૂ થાય છે ત્યારે ઉત્તરમાં કાશ્મીર તરફ અથવા હિમાલયની ખીણો તરફ ઉડી જાય છે. તેઓની ઉડવાની શક્તિ ઘણી જ જબરી છે. કેટલાંક પક્ષીઓ તો આટલાન્ટિક જેવો મહાસાગર પણ ઓળંગી જાય છે.

સુઘરીના માળા બહુ જ સુઘડ હોય છે તે વાત આપણે એક વખત કરી ગયા. કહેવાય છે કે તે માળાની અંદર દીવા કરવા માટે સુઘરી આગિયા કીડાને પકડી માટી વતી ચોંટાડે છે. જો કોઇ સ્કાઉટ સુઘરીના માળા તપાસી તેની અંદર માટી અને મરેલ આગિયો શોધી કાઢે તો તેણે પક્ષી-વિજ્ઞાનમાં શોધ

કરી કહેવાય.

સારસનાં ટોળાં જ્યારે જમીન પર આરામ લે છે ત્યારે એક પછી એક સારસ પહેરો ભરે છે. પહેરો ભરનારૂં ઉંઘી ન જાય માટે એક પગે ઉભું રહે છે, અને બીજા પગના પંજામાં એક પત્થર પકડી રાખે છે. ઉંઘ આવે કે પત્થર પડી જાય, એટલે પહેરેગીર જાગી જાય ! આ ઉપરથી ગ્રીક બાદશાહ સીકંદર પણ લડાઇના મેદાન પર સુતી વખતે એક હાથમાં રૂપાનો દડો રાખતો, જેથી શ્વાનનિદ્રા જ આવે. ઉંઘ આવે અને દડો પડી જાય એટલે જાગી જવાય !

કાગડા કુંડાળું વળી ઘણી વાર બેઠા હોય છે. કેદી જેવો એક કાગડો વચમાં હોય છે. આવાં કુંડાળાં તે શા માટે વળાતા હશે. સ્કાઉટો જો પક્ષીનિરીક્ષણ બરાબર કરે તો આવા કેટલા યે પ્રશ્નોનો જવાબ સહેલાઇથી આવી જાય અને પક્ષી-વિજ્ઞાનમાં મોટી શોધ થઇ કહેવાય.



# મારાં નવાં પાડોશી

મારાં જુનાં પાડોશી સમળી, કાગડા, કોયલ તથા ટીટોડી સંબંધી આપણે આગળ ઉપર કેટલુંક જોઇ ગયા. ત્યાર બાદ છેલ્લા ત્રણચાર માસમાં કેટલાંક નવાં પક્ષી મારા બગીચામાં આવી પહોંચ્યાં. તેમની પીછાન મારે કેવી રીતે થઇ તે હું હવે કહું.

ઘણી વાર આપણે અમુક વસ્તુને પીછાનતા નથી હોતા તેથી, અથવા તેના તરફ આપણું દુર્લક્ષ હોય છે તેથી, તે આપણી સમીપ હોવા છતાં પણ આપણી નજરે કદિ પડતી નથી. મેં એક વખત મારા મિત્રને કહ્યું, ‘મેં આજે ફુલચકલી જોઇ; શું સુંદર!’ તેને તે જોવાની ઇચ્છા થતાં મારે ઘેર બોલાવીને બતાવી ત્યારે તે કહે ‘આ તો મારા બગીચામાં રોજ ઉડે છે.’ આપણાં બધાની સ્થિતિ લગભગ આવી જ હોય છે.

ફુલચકલી-શકરખોરો (Sun-Bird or Honey sucker) સંબંધી ડગલાસ દીવારના પુસ્તકમાં આ પ્રમાણે વર્ણન છે: ‘લાંબી વળેલ ચાંચ અને મીઠા અવાજવાળું ફુલમાંથી મધ ચુસીને રહેનાર સુંદર નાનું પક્ષી; માળા તો એવા સુંદર બાંધે કે આપણે ઘડીભર સુઘરીને પણ વિસરી જઇએ.’ આવું પક્ષી તો પુસ્તકમાં જ હશે, આપણે તો માત્ર ચિત્ર જોઇ રાજી થવાનું. આવા વિચાર મને ઘણી વાર આવતા. એવામા એક

દિવસ સાંજના ચાર વાગ્યે મારી બારીમાં લચી રહેલી કરેણ ઉપર એક બહુ જ નાનું તદ્દન કાળું પક્ષી ઉડતું જોયું. તેણે પોતાની લાંબી વળેલી ચાંચ ફુલમાં પરોવી હતી, અને બેસી શકાય તેમ ન હોવાથી પતંગિયાની માફક ફુલ ઉપર ઉડતું હતું. મેં ફુલચકલી બાબત જો કાંઇ વાંચ્યું ન હોત તો હું તેને ચોક્કસ કાળું પતંગિયું માની લેત. પછી તો તપાસ કરતાં તેની માદા પણ મળી, અને તેમણે બાંધેલો માળો બગીચાની વાડમાં મેંદીએ લટકતો જોયો. નરનો રંગ તદ્દન કાળો હોય છે, પણ જ્યારે તેના ઉપર સૂર્યનાં કિરણો પડે છે ત્યારે તેનાં પીછાં લીલી અથવા જાંબુડિયા છાંય ધારણ કરે છે. માદાનો રંગ ઉપરથી ભુરો અને પેટ આગળ ઝાંખો પીળો હોય છે.



ફુલચકલી : નર અને માદા

લગભગ બધાં પક્ષી ઇંડાં મુકી રહ્યા પછી પીછાં ખેરવે છે ત્યારે માંદાં જેવાં થઇ જાય છે; કેટલાંક તો તે વખતે મરી પણ જાય છે. બહુ-બોલાં પક્ષી તે વખતે બહુ જ થોડું બોલે છે, ગાતાં પક્ષી પોતાનું સંગીત બંધ રાખે છે. મોર જેવાં પોતાની કળાના અભિમાન વાળાં પક્ષી નૃત્ય બંધ કરી સંતાતાં ફરે છે અને જ્યારે બરાબર પીછાં આવી જાય ત્યારે જ અસલ

સ્વરૂપ ધારણ કરે છે. તે પ્રમાણે ફુલચકલીનો નર બચ્ચાં મોટાં થયાં પછી કાળો મટી માદાના રંગનો થઇ જાય છે. માત્ર પેટ ઉપર તેને જાંબુડિયા રંગનો એક પટ્ટો રહે છે. પછી તે પોતાનાં પીછાં ખેરવે છે અને તેને લીધે રંગફેર થાય છે. નર-માદાના આવા ભુરા રંગને લીધે જ તેઓ આપણું ધ્યાન ખેંચી શકતાં નથી; નહિ તો બારે માસ તેઓ આપણી સાથે જ હોય છે. જ્યારે નર કાળો ને ચકચકિત બને છે ત્યારે જ આપણું ધ્યાન ખેંચાય છે અને આપણે માનીએ છીએ કે ફુલ-ચકલી બગીચામાં આવી.

માળો સુઘરી જેવો, પણ નાનો હોય છે. બચ્ચાંની સગવડ ખાતર તેની અંદર આકોલિયાનું રૂ બીછાવી તેને બહુ જ સુંવાળો કરવામાં આવેલો હોય છે. નાનાં પક્ષીઓ પોતાના માળાને કરોળિયાના જાળા વતી ઝાડ સાથે ચોંડે છે. જ્યારે મોટાં પક્ષી પોતાના માળાને માણસ અથવા ઘોડાના વાળથી ઝાડ સાથે મજબુત બાંધે છે.

ફેબ્રુઆરીમાં અમારી ફુલચકલીએ માળામાં સફેદ—રાતાં છાંટણાંવાળાં બે ઇંડાં મુકયાં. મેં તે હાથમાં લઇને જોયાં. મારો એક અનુભવી મિત્ર કહે કે હવે તે ઈંડાંને નહિ સેવે. આથી મને દિલગીરી થઇ. પણ ચકલીએ મારા અડવાનો કાંઇ વાંધો લીધો હોય તેમ લાગ્યું નહિ. પછી તો તેમાંથી પીળી ચાંચો-વાળાં બે બચ્ચાં થયાં અને મધ ખાવા માટે ચાંચો ફાડી માળાની બારીમાંથી તેમની માની રાહ જોવા લાગ્યાં આ પ્રમાણે ફુલચકલી અને તેના કુટુંબ સાથે હું નિકટ સંબંધમાં આવ્યો.

ગયે વર્ષે દીવાળીના તહેવારોમાં મેં એક અવાવરૂ મકાનના છજામાંથી છસાત કાળી ચકલીઓને ઉડતી જોઇ. તેઓ એટલી

ઝડપથી ઉડતી હતી કે તેમના આકાર, કદ, કે ચાંચ કાંઇ ખાસ દેખી શકાતું ન હતું. તેઓ વારંવાર માળામાં આવી જતી, પણ એટલી ઝડપે આવતી અને જતી કે હું કાંઇ નક્કી કરી શકતો નહિ. આવી કાળી ચકલીઓને કલાકના કલાક સુધી સવારસાંજ ઉડતી આપણે જોઇએ છીએ અને આપણા-માંનો મોટો ભાગ તેને ચામાચીડિયાં કહીને સંતોષ માને છે. પક્ષીમાં ખાસ રસ લેતા મારા મિત્રને મેં આ બાબત પુછી અને તેમને આ ઉડતી ચકલીઓ બતાવી. તેમણે સમજ પાડી કે આ કાંઇ ચામાચીડિયાં નથી, પણ જેને અંગ્રેજીમાં Swift સ્વિફ્ટ અને આપણે અબાબીલ કહીએ છીએ તે છે.



અબાબીલ (સ્વિફ્ટ)

આ અબાબીલ કલાકના ૧૦૦ માઇલની ઝડપે ઉડે છે! અચંબો પામવાનું કાંઇ કારણ નથી, કેમકે સાધારણ પક્ષીઓ પણ લગભગ કલાકના ત્રીસ માઇલની ઝડપે ઉડતાં હોય છે. કાગડાની ઝડપ તો મેં પોતે માપી છે. કાગડાઓ જ્યારે સાંજે પોતપોતાના રહેઠાણ તરફ જતા હોય છે, ત્યારે તેમની ગતિ સીધી અને એકસરખી હોય છે.

મારો ચોક ૪૦ વાર પહોળો છે, અને બંને બાજુ ઉંચી દીવાલો છે. મેં સ્ટૉપ વૉચથી નક્કી કર્યું છે કે કાગડા ત્રણ સેકંડમાં આ ૪૦ વાર પસાર કરી જાય છે, એટલે એક મિનિટમાં ૮૦૦ વાર—લગભગ અરધો માઇલ અંતર થયું, આ ગણત્રીએ કલાકની લગભગ ત્રીસ માઇલની ઝડપ થઇ. કાબરો તો કાગડાથી પણ વધુ ઝડપે ઉડતી માલુમ પડે છે. કબુતરો ઘણે દૂર સુધી બહુ સારી ઝડપે જાય છે, અને તેટલા જ માટે લડાઇમાં સંદેશા લઇ જવા માટે કબુતરો વપરાય છે.

પક્ષીનિરીક્ષણથી જે અપૂર્વ આનંદ કાંઇ પણ ખર્ચ સિવાય મળે છે તે આનંદ બીજેથી ભાગ્યે જ મળતો હશે. હું સ્કાઉટોને ખાસ ભલામણ કરૂં છું કે સવારસાંજ આકાશ સામી દૃષ્ટિ રાખીને બેસવું અને જોવું કે પક્ષીઓ કેવી રીતે ઉડે છે. કબુતરો અને કાબરો પાંખો ફફડાવે છે; જ્યારે સમળીને ગોળાકારમાં પાંખ હલાવ્યા સિવાય ચડતી કે ઉતરતી આપણે જોઇએ છીએ. કહે છે કે ઘુવડ પોતાની પાંખોના છેડા એવા તો ધીમેથી હલાવે છે કે તે આપણા કાન પાસેથી પસાર થાય તોપણ ખબર ન પડે. અને તેની આવી ચુપકીથી ઉડવાની રીતને લીધે રાત્રે તે ઉંદરોને ખેતરમાંથી પકડી શકે છે. બધાં જ પક્ષી ઇંડાં સેવતી વખતે જ માળામાં રહે છે; એ સિવાય તો ઝાડ ઉપર કોઇ ડાળીમાં બેસે છે. પણ Swift–અબાબીલ તો બારે માસ માળામાં જ રહે છે; કારણ કે ઝાડની ડાળી પકડી બેસી શકે તેવા તેના પગ નથી હોતા. તેના પગ કરતાં તેની પાંખો મોટી હોવાથી તે જમીન ઉપર તો બેસતું જ નથી, કેમકે પગ નાના હોઈ ફરી ઉઠી શકે નહિ. માળામાંથી અથવા છાપરાં ઉપરથી ઉડતી વખતે તે પ્રથમ પડતું મુકે છે અને પછી પાંખો

પ્રસારી ઉડવા લાગે છે. તેની મોંફાડ ઘણી મોટી હોય છે. તે મોઢું ફાડીને જ ઉડે છે, અને મચ્છર જેવી ઝીણી ઉડતી જીવાત ખાય છે.

આ ઉપરાંત હમણાંહમણાં બે બહુ જ સુંદર પક્ષીઓએ આવીને મારા બગીચાને વધુ ખુબસુરત બનાવ્યો છે: એક કલકલીઓ અને બીજું હુડહુડ.

કલકલીઆ બે જાતના થાય છે. એક ધોળા ને કાળા પટ્ટાવાળો અને બીજો ધોળી છાતી, કાળી ચાંચ, રાતા પગ અને ચકચકતી વાદળી પાંખો તથા પુંછડીવાળો. તેની ચાંચ ચીપિયા જેવી સીધી મોટી, પુંછડી તદ્દન નાની અને કદમાં તે ચકલી જેવડો મોટો હોય છે. આ બીજી જાતનો વાદળી કલકલીઓ મારા નળ પાસેના લીમડા ઉપર દરરોજ સવારે દેખાય છે. સામાન્ય રીતે કલકલીઆ અંગુઠા જેવડાં માછલાં તો જલદી પાણીમાં ડુબકી મારી પકડી શકે છે. પણ આ કલકલીઓ તો તીડિયાં અને તેવાં બીજાં જંતુ ઉપર જ પોતાનો નિર્વાહ ચલાવતો લાગે છે; જ્યારે ધોળાકાળા પટ્ટાવાળો કલકલીઓ તો નદી અને તળાવ ઉપર જ માલુમ પડે છે અને ડુબકી મારી માછલાં આબાદ રીતે પકડે છે.

હુડહુડને માથે લાંબી અણીવાળી કલગી હોય છે અને જ્યારે તે તેને પહોળી કરે છે ત્યારે તો તે પક્ષી બહુ જ ખુબસુરત દેખાય છે. એક બાજુ લાંબી અણીવાળી ચાંચ અને બીજી બાજુ સંકેલેલી અણીવાળી કલગી: તેથી કરીને તેનું માથું ઘંટી ટાંકવાની હથોડી જેવું લાગે છે, અને તેટલા જ માટે અમે તેને ઘંટીટાંકણીઓ કહેતા. આ પક્ષી હોલા જેવા રંગનું અને કદમાં પણ તેવડું જ હોય છે. ફેર માત્ર એટલો જ કે હુડહુડને માથે

કલગી અને પાંખો ઉપર પટ્ટા હોય છે. આ પક્ષી આપણા બગીચા કે ચોકમાં ઉભરાતી ઝીણી જીવાતો ખાઇ પોતાનું પોષણ કરે છે અને બગીચો તથા ચોક ચોખ્ખા રાખે છે. એ માળા બાંધતું નથી પણ દીવાલ કે ઝાડની અંદરનાં નાનાં કાણાંમાં ઇંડાં મુકે છે.

આ પ્રમાણે આપણે ધ્યાન રાખતા થઇએ તો કહેવાય છે કે એક વર્ષ દરમ્યાન લગભગ દોઢસો જાતનાં પક્ષીઓ આપણે ત્યાં આવે છે અને જાય છે. જો આ બધાંની યાદી આપણે તૈયાર કરી શકીએ તો હિંદુસ્તાનનાં પક્ષીઓ ઉપર આપણે ઘણું અજવાળું પાડી શકીએ.



# મારા ફળીમાં

મારા ફળીમાં એક સુંદર ઘટાવાળો લીમડો આવેલો છે. આ ઉનાળામાં તો મેં મારી બેઠક લીમડા નીચે જ રાખી હતી. સવારસાંજ લીમડા નીચે બેસવું અને બપોરના સુવું પણ ત્યાં જ. ઉનાળાના પ્રખર તાપથી બચવા માટે મારા ફળીનાં તેમજ આજુબાજુનાં કેટલાંક પક્ષીઓ પણ ત્યાં આવતાં ને કિલકિલાટ મચાવી આખા ચોગાનને ગજાવી મુકતાં. વહેલી સવારે અને મોડી સાંજે કોયલો આજુબાજુમાંથી ટહુકવા માંડતી અને જમાનાજુનું વેર લેવા તેમની પાછળ કાગડા પડતા. બપોરના વખતમાં કાબરોના કચકચાટ, ખિસકોલીના ચિત્કાર, ચકલીઓના ચકચકાટ ને લેલાંની લવરીથી કોઇ તીર્થસ્થળના મેળાની માફક મારો લીમડો ગાજી રહેતો હતો.

આ બધી જાતના અવાજની વચમાં મેં એક દિવસ સાંજે સુંદર સંગીત સાંભળ્યું. તપાસ માટે ઉંચે જોઉં તો બે બુલબુલ ગેલ કરી રહ્યાં હતાં. કાળી કલગીવાળાં માથાં, સફેદ છેડાવાળી કાળી પુંછડી, ઝીણી લીટીવાળું રાખોડી શરીર ને કદિ પણ ન ભુલી શકાય તેવો પુંછડી નીચે રાતો ડાઘ ધરાવતું, ચકલીથી સ્હેજ મોટું પક્ષી તે બુલબુલ. જેના વિષે કવિઓએ પુષ્કળ કાવ્યો લખ્યાં છે, જેના સંગીત ઉપર અનેક રસિકો મુગ્ધ બન્યા

છે તે બુલબુલ. તેના માળા આપણે ત્યાં દરેક બગીચામાં ઉનાળાના મે અને જુન માસમાં જ્યાંત્યાં માલુમ પડે છે; માત્ર જરૂર છે આપણે આંખ ઉઘાડી રાખવાની. પછી તો હું તેમને વારંવાર લીમડાની સળીઓ વીણતાં જોવા લાગ્યો, અને આજુબાજુમાં તેઓ અવશ્ય માળો બાંધતા હશે તેવી મારી ખાતરી થઇ.

લગભગ બધાં પક્ષીઓ એપ્રિલ, મે ને જુન માસમાં જ ઇંડાં મુકે છે. તેમનું સંવનન, સંગીત અને પીંછાંના રંગોની ભભક જોવી હોય તો આ જ વખતમાં. મે માસમાં કાબરો અને ચકલાંનાં તો બચ્ચાં પણ તૈયાર થઈ જાય છે. જુનની શરૂઆતમાં કાગડા, કોયલ અને કાળાકોશી ઈંડાં મુકવાની શરૂઆત કરી ચુકે છે. બુલબુલ વરસ દિવસમાં બે વખત ઇંડાં મુકે છે. મને તો પક્ષીઓ માટેની વસંતઋતુ ચૈત્ર-વૈશાખમાં શરૂ થતી હોય એમ લાગે છે. લગભગ દરેક પક્ષી આ ઋતુકાળમાં જોડાય છે. જેમાંનો મોટો ભાગ આખી જીંદગી પર્યંત જોડાઈ રહે છે. બુલબુલ માટે પણ એમ મનાય છે કે નર અને માદા આખી જીંદગી સુધી એકબીજા સાથે જોડાઈ રહે છે. કબુતરની બાબતમાં તો મારો જાતનો અનુભવ છે કે તેની માદા એક નરને છોડી બીજા સાથે સહેલાઇથી જોડાઇ શકતી નથી. એક માદાને, તેનો નર મરી ગયા પછી બીજા નર સાથે પાંજરામાં રાખવામાં આવી. બીજે દિવસે માલુમ પડ્યું કે તેણે ચાંચો મારીમારી નરને જખમી કરી નાખ્યો હતો! આ ઉપરાંત એવું પણ સાબિત થયું છે કે પાંજરામાં પક્ષીઓ ઈંડાં બહુ જ મુસીબતે મુકે છે; જ્યારે બહાર બહુ જ છુટથી મુકે છે. કેદખાનામાં પરતંત્રતા ભોગવતી પ્રજાને ગુલામો પેદા કરવાનો હક્ક નથી, એ સિદ્ધાંત પક્ષીઓ જેટલી ચોખ્ખી રીતે સમજતાં

મનુષ્યો ક્યારે શીખશે ?

એક દિવસ બપોરના હું મારી ઑફિસમાં બેઠો હતો, એટલામાં અચાનક સીટીના સુંદર અવાજ જેવો ટુવી . . . ટુવી . . . ટુવી . . . અવાજ સંભળાયો. બારીમાંથી બહાર જોઉં તો ચકલીથી અરધા કદનું એક સુંદર નાનું પક્ષી કરેણની ડાળેડાળે કુદી બોલતું હતું. પક્ષી નાનું પણ અવાજ મોટો ! માથા તથા ચાંચનો રંગ રતાશ ઉપર, પાંખો ને બરડાનાં પીંછાનો રંગ ખુલતા પોપટિયા જેવો, પેટ તદ્દન સફેદ, ચાંચ પાતળી ને અણીદાર અને પુંછડીની વચ્ચેનાં બે પીંછાં બીજાં પીંછાં કરતાં મોટાં અને બહાર નીકળતાં.

આ પક્ષીને અંગ્રેજીમાં Tailor-Bird (દરજી પક્ષી)અને આપણે ટાશકો અથવા ફુત્કી કહીએ છીએ. અંગ્રેજી નામ પ્રમાણે, આ પક્ષી બે અથવા ત્રણ પાનને દોરા, પરાળ અથવા કરોળિયાના જાળા વતી સીવી માળો બનાવે છે. ઘણીવાર જો પાન બહુ જ મોટું હોય તો એક પાનનો પણ માળો બનાવે છે. પોતાની અણીવાળી ચાંચનો સોય તરીકે ઉપયોગ કરી તે પાનને બરાબર સીવે છે અને માળાને મજબુત બનાવે છે. પછી અંદરના ભાગમાં રૂ, ઊન કે બીજો કાંઇ પોચો પદાર્થ ભરી બચ્ચાંને રહેવાલાયક માળો બનાવે છે. બચ્ચાં મુકવાની ઋતુમાં નરની પુંછડીનાં વચલાં બે પીંછાં મોટાં થાય છે. મેં જે ફુત્કી જોઈ તે નર હતો. આ તેનો ઇંડાં મુકવાનો વખત છે, માટે તેનો માળો આટલામાં જ હશે એમ ધારી હું શોધવા નીકળ્યો. તે બોલતું હતું ત્યાં આજુબાજુમાં જોઉં તો એક અંગ્રેજી ફુલઝાડની ડાળોના ત્રાંસમાં મેં બુલબુલનો માળો જોયો, આ તો કોલંબસને હિંદુસ્તાન શોધતાં અમેરિકા જડ્યો એના જેવું થયું.

સુંદર ટોપલી જેવો, લીમડાની સળીઓનો બનેલો એ એક નાજુક માળો હતો. તેની અંદર બુલબુલે રૂ, ઊન કે બીજો કાંઈ પોચો પદાર્થ ભરી બીજાં પક્ષીઓની માફક સુકોમળ બનાવેલો ન હતો. છોડની ડાળીઓ સાથે કરોળિયાનાં જાળાં વતી તેને અફબંધ જડી લીધો હતો. જમીનથી તે માત્ર ચાર ફૂટ ઉંચો હતો. ફૂલચકલીની પેઠે બુલબુલ પણ માળા જમીનથી બહુ ઉંચા બાંધતું નથી, અને લગભગ એવે સ્થળે બાંધે છે કે જ્યાંથી તેનાં ઈંડાં બીજાં પક્ષીઓ જલદી ઉપાડી જાય.

બેચાર દિવસ માળો ખાલી રહ્યો. બુલબુલ પણ ત્યાં આવતું જણાતું નહિ. પણ જુનની પાંચમી તારીખે સવારે બુલબુલે તેમાં જાંબુડા જેવડું એક ઇંડું મુક્યું. ઇંડું રંગે સફેદ પણ તેની ઉપર જાંબુડિયા રંગનાં છાંટણાં, ને ઉપરના ભાગમાં જાંબુડિયો રંગ જરા વધુ ઘેરો. પછી તો તા. ૬-૭ને દિવસે બીજાં બે ઇંડાં મુકયાં. પક્ષીઓ દરરોજનું એક જ ઇંડું મુકે છે; કેટલીક વાર તો બે દિવસે એક ઇંડું મુકે છે.

હવે તો આખો દિવસ બુલબુલ માળામાં બેસી રહેવા લાગ્યું. નર પણ કોઈકોઈ વાર તેની સંભાળ લેવા આવતો હોય તેમ દેખાતું. આ સમયમાં અમે બુલબુલના માળાના, તેનાં ઈંડાંના અને ઇંડાં સેવતાં બુલબુલના ઘણા ફોટા લીધા. પહેલે પ્રસંગે તો તે બીને નાસી ગયું અને ચારપાંચ કલાક સુધી આવ્યું નહિ. અમને બીક લાગી કે તે કદાચ નહિ પણ આવે. પણ સાંજે તે આવી પહોંચ્યું અને પછી તો એવું ટેવાઈ ગયું કે અમારાથી બીલકુલ બીતું નહિ. સાધારણ રીતે દસ દિવસે ઇંડાં પાકી તેમાંથી બચ્ચાં નીકળે છે. પણ આજ જ્યારે હું આ લખું છું ત્યારે બાર દિવસ થયા છે છતાં હજુ ઇંડાંમાંથી

બચ્ચાં બહાર પડચાં નથી. કોઇક વાર પક્ષીઓ ખોટાં ઇંડાં પણ મુકે છે.

લીમડાનું બીજું ધાંધલિયું પક્ષી તે કાબર. આપણને સૌને આ પક્ષી બહુ જ પરિચિત છે. છતાં તેની કેટલીક ખુબી તો જો ધ્યાન આપ્યું હોય તો જ જડે. તે વિદુષકની જાતનું પક્ષી છે ને ઘણી જાતના અવાજ કાઢી શકે છે. ભલભલાં મોટાં પક્ષીઓને એ પજવે છે, અને મોટી જીવાતનો નાશ કરી ચોક, ફળી અને બગીચા સ્વચ્છ રાખે છે.

મારા પાડોશમાં શ્રી કંચનરાય ભાઈ નામના એક પક્ષી-વિજ્ઞાન-વિશારદ ગૃહસ્થ રહે છે. પક્ષીઓ બાબતનું તેમના જેટલું જ્ઞાન ભાગ્યે જ બીજા કોઇનું હશે. તેઓ ઘણી જાતનાં અલભ્ય પક્ષીઓ ઉછેરે છે અને કેળવે છે. પક્ષીઓના જ્ઞાન બાબત મારી ઘણી મુશ્કેલીઓનો ઉકેલ તેઓ કરે છે. ટુંકામાં તેઓ આ બાબતમાં મારા જેવા અનેકના ગુરુ છે. તેમને ત્યાં એક કાબર છે તે મોઢેથી ઘંટ વગાડે છે. તેમના બંગલા પાસે શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન છે તેમાં અવારનવાર ઘંટ વગડ્યા કરે છે, તે સાંભળી આ કાબર મોઢે ઘંટ વગાડતાં શીખી ગઇ છે. આવી તો તેની અજબ અનુકરણશક્તિ છે! સાંજે જો તમે કાબરોને પોતપોતાના માળા તરફ જતી જુઓ તો જણાશે કે તેમની ઉડવાની ઝડપ કાગડા કરતાં ઘણી વિશેષ છે. વળી તમે કોઇ દિવસ સાંજે માળા તરફ કાબરને એકલી ઉડી જતી નહિ જુઓ; હમેશાં તેમનાં જોડકાં જ પાછાં ફરતાં દેખશો.

આ કાબરોમાં પણ ઘણી જાતો હોય છે. મારા લીમડા ઉપર જે કાબર દેખાય છે તેનું વર્ણન આ પ્રમાણે છે: બીજી કાબરો કરતાં તેનું કદ સ્હેજ નાનું, માથું કાળું અને તેના ઉપર

સુંદર પીછાંનો કાળો ચકચકિત અંબોડો અથવા કલગી. આ કલગી ઉભી રહેતી નથી, પણ માથા ઉપર આડી પડેલી હોય છે. શરીર ભુરૂં, પગ પીળા અને છાતી રતાશ ઉપર. બધા રીતે બહુ જ સુંદર. આને બ્રાહ્મીની મેના અથવા બમ્બઈ કહેવામાં આવે છે. આ પક્ષીની અનુકરણશક્તિ ઘણી જ તીવ્ર છે. જે શીખવો તે એ બહુ જ સારી રીતે શીખી લે છે. રા. કંચનરાય ભાઈને ત્યાં બમ્બઈનું એક જોડકું છે તે બહુ જ સુંદર બોલે છે.

કાબરો અને ચકલીઓ માળા બાંધવામાં બહુ જ બેદરકાર હોય છે. એ બંનેના માળા સ્હેજે ભાંગી જાય તેવા હોય છે. કાબરો તો ઝાડના થડની અંદરના પોલાણમાં પણ માળા બાંધે છે. ઘણી વાર તો લક્કડખોદે પાડેલાં કાણાં જ તેઓ વાપરે છે.

ઘણી વાર પક્ષી એટલે ઉંચે બેઠું હોય કે બરાબર દેખી શકાય નહિ. ઘણી વાર દૂર ઝાડ ઉપર પક્ષીને બોલતું સાંભળી તેને જોવા ત્યાં જઈએ એટલી વારમાં તો એ ઉડી જાય. તેમની ચાંચ, પીછાં, પગ વગેરે બરાબર સ્પષ્ટ રીતે જોવા માટે જો બાયનોક્યુલર અથવા નાના ટેલિસ્કોપનો ઉપયોગ કરવામાં આવે તો બહુ જ સરળતા પડે.



# કોયલ

પક્ષીઓમાં નર અને માદા ઓળખવામાં કેટલીક વાર બહુ જ મુસીબત પડે છે; જોકે કેટલાંક પક્ષીઓની બાબતમાં આ કામ બહુ જ સહેલું છે. દાખલા તરીકે ચકલો અને ચકલી, મોર અને ઢેલ, કુકડો અને કુકડી જુદાં પાડવાં બહુ જ સહેલ છે. જયારે બુલબુલ, કાગડા, કબુતર વગેરે ઘણાં પક્ષીઓમાં નર અને માદાને જુદાં પાડવાનું કામ બહુ જ મુશ્કેલ છે. ઘણી વાર તો ભલભલા ઉસ્તાદો પણ એમાં ભુલ ખાઇ જાય છે. મારા એક મિત્રે મને એક વખત કહ્યું કે 'કાગડામાં નર અને માદા ઓળખવાં બહુ જ સહેલ છે. ધોળી ડોકવાળી માદા અને મોટો ને તદ્દન કાળો તે નર.' તેમને ખબર નહિ કે કાગડા તો ત્રણ જાતના થાય છે. એક ધોળી ડોકવાળા, બીજા તદ્દન કાળા અને મોટા તથા ત્રીજા તપખીરિયા રંગની રાતી પાંખવાળા.

કોયલની બાબતમાં પણ આવી જ ગેરસમજ થઇ જાય છે. સુંદર ચકચકિત કાળા રંગનું અને રાતી આંખવાળું જે સવાર-સાંજ ઝાડ ઉપર ટહુકે છે તે તો નર. માદા તો આપણામાંના મોટા ભાગે જોઇ જ હોતી નથી. તે નરથી તદ્દન જુદી જ જાતની હોય છે. તેના શરીર ઉપર કાળા અને સફેદ લીટા હોય છે. છાતી ઉપર કાળાંધોળાં ટપકાં હોય છે અને મોટે

ભાગે ઉડતાંઉડતાં જ તે ટૂંકો ટહુકો કરી લે છે. આવું એક જોડું બે વર્ષથી મારા લીમડા ઉપર આવે છે અને માર્ચ માસથી તે લગભગ દીવાળી સુધી રહે છે. 'કો–ચેલ, કો–ચેલ' અથવા 'કુઉઉઉ, કુઉઉઉ' જેવો બે જાતનો લાંબો અવાજ નર કોયલ કરે છે અને જો આપણે સામો ટહુકો કરીએ તો તે જવાબ પણ આપે છે. આ પક્ષીને આપણો મોટો ભાગ માદા કલ્પે છે અને તેનો નર કેવો હશે એનો તો વિચાર પણ કરતા નથી. આ ગેરસમજ ફેલાવવામાં કવિઓએ પણ ખાસ મદદ કરી છે, કેમકે કવિ કાલિદાસ જેવા પણ આ ટહુકતા પક્ષીને 'મદન-દુતી'ની ઉપમા આપે છે. જ્યારે, જેના ગાયન પાછળ કવિઓ ઘેલા થયા છે, જેના ટહુકે માનીનીઓનાં માન ઉતર્યાં છે, જેનું સંગીત સાંભળવા યુરોપી મુસાફરો અરધી દુનિયાની મુસાફરી કરે છે, તે પક્ષી સ્ત્રી નથી પણ પુરુષ છે. આખી પક્ષી–આલમમાં એ પક્ષી મોટામાં મોટું ખુની છે. એ નર–માદાને જુદા-જુદા પોષાક આપી કુદરતે પણ તેમને તેમનાં ખુની કામમાં મદદ કરી છે.

માદાનો રંગ ચટાપટાવાળો હોઈ તે જ્યારે ઝાડની ડાળોમાં લપાઈને બેસે છે ત્યારે ઝાડની અંદર પડતા તલકછાયા સાથે એવી તો મિશ્રિત થઈ જાય છે કે ઘણી વાર તો દૂરબીનથી પણ શોધવી કઠિન થઈ પડે છે. નરનો રંગ તો સાવ કાળો હોઈ એકદમ નજરે પડે છે. કોયલ માળા બાંધતી નથી પણ પોતાનાં બચ્ચાં બીજાં પક્ષી પાસે ઉછેરાવે છે તે વાત તો આપણે એક વખત કહી ગયા. નર કોયલ, કાગડાના માળાથી થોડે દૂર બેસી જોરથી ટહુકવું શરૂ કરે છે. કાગડા કોયલની બદદાનત સમજી ગએલા હોય છે તેથી અને વળી પોતે મોટે ભાગે બીજાં નાનાં પક્ષીનાં

ઇડાં લાગ ફાવ્યે ઉઠાવી ખાઇ જતા હોવાથી પોતાનાં ઇડાં માટે બહુ જ સાવચેતી રાખે છે. એટલે ઇડાં મુકયાં પછી તો કાગડો અથવા કાગડી માળાને સુનો મુકતાં જ નથી. છતાં કોયલના ટહુકવાથી ખીજાઇ જઇ કાગડો માળો રેઢો મુકી કોયલની પાછળ પડે છે. પરંતુ કોયલની ઉડવાની ઝડપ કાગડાથી વિશેષ હોવાથી તે માત્ર કાગડાની આગળ રહેવા પુરતી ઝડપે ઉડે છે અને કાગડાને દૂર ખેંચી જાય છે. આ અવસરનો લાભ લઇ માળાની પાસે છુપાઇને બેઠેલી માદા કોયલ કાગડાના માળામાં ઇંડું મુકી દે છે. કોઇ કહે છે કે પોતાનું ઇંડું મુકી કાગડાનું એક ઇંડું તે ઉપાડી લે છે; પણ હું નથી ધારતો કે તેને એટલો બધો વખત રહેતો હોય. કેટલાકનો મત એવો છે કે તે પોતાનું ઇંડું ચાંચમાં રાખીને ફરે છે અને વખત મળતાં તે કાગડાના માળામાં મુકી દે છે. હું તો આ કોયલના જોડાંને છેલ્લા ત્રણ માસથી નીહાળું છું, પણ આવું કાંઇ જોયું નથી. છતાં આ એક નિરીક્ષણ કરવા જેવી બાબત છે.

હવે કોયલ કાગડાનું ઇંડું લઇ જાય છે કે નહિ તે વાત બાજુ પર મુકીએ. પણ આ કોયલનું બચ્ચું તેનાં માબાપ કરતાં પણ વિશેષ ખુની હોઇ બાકી રહેલી ખુનરેજી પુરી કરે છે. હજુ તો તેની આંખ પણ પુરી ઉઘડી હોતી નથી ત્યાં તો તે કાગડાનાં નાનાં બચ્ચાંની નીચે ભરાઈ તેમને પોતાના બરડા ઉપર ઉપાડી માળામાંથી નીચે ફેંકી દે છે, અને ધીમેધીમે આ કાગડાનાં બધાં બચ્ચાંનો નાશ કરી, કાગડો અને કાગડી જે કાંઇ ખાવાનું લાવે તે પોતે એકલું ખાઇ જાય છે. ઇડાં સેવવાનું, માળા બાંધવાનું અને બચ્ચાં મોટાં કરવાનું કામ સર્વે પક્ષીઓ બુદ્ધિપૂર્વક નહિ પણ પ્રેરણાશક્તિથી કરતાં હોઇ, કાગડા

જોકે બધાં પક્ષીઓમાં સૌથી વિશેષ બુદ્ધિશાળી છે છતાં કોયલનાં ઈંડાંને પીછાની શકતા નથી, ને તેમાંથી નીકળેલાં બચ્ચાંના ભરણપોષણનું કામ કર્યે જાય છે. બચ્ચું જો નર હોય તો તેનો રંગ કાળો જ રહે છે અને જો માદા હોય તો મોટું થતાં તેના શરીર ઉપર ટપકાં અને લીટા દેખાવા માંડે છે. પણ એટલામાં તો તે કાગડાથી જુદું પડી ઉડી જાય છે.

કાળા રંગવાળો નર અને ચટાપટાવાળી માદા: આ બાબતમાં પણ કોઇકોઇ વાર ઉસ્તાદોના મત જુદા પડતા સાંભળ્યા છે. પણ આ વર્ષના નિરીક્ષણ પછી હું ચોક્કસ કહું છું કે કાળો તે નર છે. મેં નરમાદાને પાંખરતાં પણ એકથી વધુ વખત નીહાળ્યાં છે.

કાગડાની માફક કોયલમાં પણ નીચે પ્રમાણે ત્રણ જાતો છે. તે બધી પોતાના માળા બાંધતી નથી, પણ બીજાં પક્ષીઓ પાસે પોતાનાં બચ્ચાં ઉછેરાવે છે. (૧) કોયલ (૨) બપૈયો—પપૈયો—ચાતક (૩) મોતીડો.

(૧) કોયલ સંબંધી તો આપણે જાણી ગયા. મે, જુન, જુલાઇ ને ઑગસ્ટમાં તે ઝાડેઝાડે દેખાય છે અને ભાગ્યે જ કોઇથી અજાણી હશે.

(૨) બપૈયો (Indian hawk-cuckoo).

(૩) મોતીડો (Pied Crested cuckoo).

કોયલની આ છેલ્લી બે જાત ભર ચોમાસામાં ગામની બહાર આંબાવાડિયામાં અથવા જંગલમાં દેખાય છે. તે પોતાનો ખોરાક જીવાત, ઇયળો ઇત્યાદિ ઝાડનાં થડ અને પાનમાંથી મેળવતી હોઇ જમીન ઉપર તો કદિ ઉતરતી જ નથી. બપૈયાનું નામ તો સૌએ સાંભળ્યું હશે. કવિઓની કલ્પનામાં વિરહીણીનાં મન



બપૈયો (હૉક–કક્)

વ્યાકુળ કરવામાં આ પક્ષી કામદેવના એક ગણ બરાબર કામ કરતું વર્ણવવામાં આવ્યું છે. લોક–કથનમાં તો આ પક્ષીને આખું વર્ષ તૃષાતુર રહેતું માનવામાં આવે છે અને જ્યારે વરસાદ વરસે ત્યારે જ તે વરસાદની ધારો મોંમાં ઝીલી પોતાની તૃષા છીપાવે છે તેમ કહેવાય છે. આ પક્ષી ભાગ્યે જ નજરે પડે છે, પણ તેનો અવાજ એવો છે કે આપણે તેને સાંભળ્યું તો હોય જ છે. વહેલી સવારે, બપોરે, સાંજે અથવા કેટલીક વાર વરસાદ ટમટમતો હોય ને મેઘલી રાત જામી હોય ત્યારે પી–પીહુઉઉ, પી–પીહુઉઉ, પી–પીહુઉઉ—એવો એક કરતાં બીજો ચઢતો ટહુકો આપણે કાને પડે છે. ઘણી વાર આ અવાજ એટલે ઉંચે સૂરે જાય છે કે આપણને એમ જ થાય કે હમણાં સૂર તુટી જશે. આ અવાજને આધારે જો આપણે ચાલીએ



મોતીડો (ક્રેસ્ટેડ કક્)

તો બપૈયાનો પત્તો લાગે. આવા બપૈયા દર વર્ષે ભાવનગર વિકટોરિયા પાર્કમાં આવે છે.

આ પક્ષી દેખાવમાં બરાબર શકરા—બાજ જેવું છે. છાતી ઉપર કાળાંધોળાં ટપકાં અને આખે શરીરે ચટાપટા. તેની ઉડવાની રીત તથા બધો દેખાવ કુદરતે એવો ગોઠવ્યો છે કે માણસ તો શું પણ બીજાં પક્ષીઓ યે તેને શકરો—બાજ ધારી, જોતાં જ ઉડી જાય. પોષાકની આવી ખુબીથી આ ખુનીને પોતાનાં ઈંડાં બીજાં પક્ષીઓ પાસે ઉછેરાવવામાં મહેન પડતી નથી. કોયલ કરતાં કાગડો મોટું અને બળવાન પક્ષી હોઈ કોયલને તેના માળામાં ઈંડાં મુકતાં બહુ જ ચાલાકી વાપરવી પડે છે; પણ બપૈયા તો પોતાના ઈંડાં પોતાનાથી નાનાં પક્ષી લેલાં પાસે ઉછેરાવે છે, એટલે એને કાંઈ જ મુશ્કેલી પડતી નથી.

જેવું તે લેલાંના માળા ઉપર ઉતરે છે કે તરત જ લેલાં તેને બાજ ધારી પોતાનો માળો મુકી ઉડી જાય છે, અને પછી એ પક્ષી નીરાંતે પોતાનું ઇંડું તેના માળામાં મુકે છે અને તેનું એકાદ ઇંડું ખાઇ જાય છે. કવિઓએ આ હકીકત જાણી હોત તો કોયલ અને બપૈયા જેવાં દગાખોર પક્ષીઓ દુનિયા ઉપર આટલી બધી ખ્યાતિ પામી શક્યાં ન હોત. આટલા મધુર અવાજ નીચે આવું ખુની હૃદય હશે એવું કોણ ધારે? પ્રેરણા-શક્તિને વશ બની લેલાંઓ તો બીચારાં બપૈયાનાં બચ્ચાંને મોટાં કરે છે અને ઘણી વાર જો આપણે ઑગસ્ટ–સપ્ટેમ્બર માસમાં ધ્યાન આપી જોઇએ તો વાડોમાં લેલાંઓ પોતાનાથી મોટાં બપૈયાનાં બચ્ચાંને ખોરાક ખવડાવતાં માલુમ પડે છે.

બપૈયાનો અવાજ યૂરોપીઅન લોકોને બીલકુલ ગમતો નથી. તેઓ તો તેને 'Brain–fever–Bird' (જેના અવાજથી મગજ તપી જાય તેવું પક્ષી) ગણી, તેના અવાજથી કંટાળી તેને મારી નાખે છે. હું એક સાહેબને સારી રીતે ઓળખું છું જેણે મારી કૉલેજના કમ્પાઉન્ડમાં રહેતી કોયલો અને બપૈયાના સંહારનું કામ હાથ ધરેલું.

ત્રીજી જાત તે મોતીડો: આ તો ઘણું જ ખુબસુરત પક્ષી છે. તેને કલગી હોય છે. એની એ કલગી અને આખું માથું કાળા રંગનાં હોય છે. તેનો બરડો કાળો અને પેટ સફેદ હોય છે. પાંખો અને પુંછડીમાં સફેદ લીટા હોય છે. જેમ ચોમાસું જામે તેમ આ પક્ષી દક્ષિણમાંથી આ તરફ આવે છે. બધી જાતની કોયલો ઉનાળામાં દક્ષિણમાંથી આ તરફ આવે છે અને ચોમાસું રહી, શિયાળો શરૂ થતાં પાછી દક્ષિણમાં ઉપડી જાય છે. આ મોતીડો–Crested cuckoo આ બાજુ બહુ જ ઓછો આવે

છે. કદાચ ગામ દીઠ એકાદ જોડું આવતું હોય. તેનો અવાજ ન વર્ણવી શકાય એવો મીઠો છે. તે પણ બીજાં પક્ષીઓ પાસે જ પોતાનાં ઈંડાં ઉછેરાવે છે. આ કામ તે કઇ રીતે કરે છે એ મારા ખ્યાલમાં નથી. આ પક્ષી મેં માત્ર એક જ વાર જોયું છે. પણ પક્ષીવિશારદો લખે છે કે આ ત્રણે જાતની કોયલો મળી જુદાંજુદાં ૭૯ જાતનાં પક્ષીઓ પાસે પોતાનાં ઇંડાં સેવડાવે છે અને તેમનાં ઇંડાં તથા બચ્ચાંનો નાશ કરે છે.



# ચંડુલ અગન અને તેમનાં કુટુંબી

હિંદુસ્તાનના લોકોનું લક્ષ પ્રથમથી જ પક્ષીઓનાં વિવિધ-રંગી પીછાં ઉપર નહિ પણ તેમનાં સંગીત, મધુર કંઠ અને અદ્‌ભુત અનુકરણશક્તિ તરફ ગયું હોય તેમ વાતો સાંભળતાં જણાય છે. જ્યારે યૂરોપ વગેરે દેશોના લોકોનું લક્ષ પક્ષીના રંગ ખીલવવા તથા રસાયણિક રીતે ફેરવવા તરફ વિશેષતઃ હોય તેમ લાગે છે.

બુલબુલ અને કોયલ જેવાં કેટલાંક મધુર કંઠવાળાં પક્ષી બાબત આપણે આગળ જોઈ ગયા. હવે પક્ષીઓમાં સંગીતના રાજા સમા ચંડુલ વિષે થોડું જાણીએ.

જેને અંગ્રેજીમાં લાર્ક કહે છે તેના પ્રથમ નીચે પ્રમાણે ભેદ છે: (૧) Sky-lark (સ્કાઇ લાર્ક)=અગન (૨) Crested -lark (ક્રેસ્ટેડ લાર્ક)=ચંડુલ (૩) Red-winged Bush lark (રેડ વિંગેડ બુશ લાર્ક)=થોરિયું. આ ઉપરાંત, મોટા કદના ચંડુલને ધાધસ કહે છે અને તેના જ જેવું એક જલ-અગન પણ થાય છે.

ચંડુલ અને અગનને કેમ પકડવાં, કેવી રીતે ઉછેરવાં, તેનાં સંગીત કેવી રીતે ખીલવવાં, તેમને શો ખોરાક આપવો વગેરે બાબતની ઘણીઘણી ઝીણીમોટી બીનાઓનો જમાના-જુનો

ઇતિહાસ આપણને વારસામાં મળ્યો છે, અને હજુ સુધી એ અખંડ જળવાઈ રહ્યો છે. ઘણી વાર તમે કોઇ સિપાઇ કે ફકીરના હાથમાં નાની હૅન્ડ બૅગ જેવડું, પણ આકૃતિમાં ઇજીપ્તના પિરામીડ જેવું, બધી બાજુથી સફેદ કપડે વીંટેલું પીંજરૂ જોયું હશે. પણ એ સફેદ પડદા પાછળના પીંજરામાં ચંડુલ, અગન કે તેનું નજીકનું કોઇ સગું પક્ષી હોય છે એની તમને ભાગ્યે જ ખબર હશે.

કોઇ શાંત રાત્રિએ તમે એકાદ ચંડુલ કે અગનને બોલતું સાંભળો, રૂપાની નાજુક ઘંટડી જેવું તેનું મધુર કુજન તમારા કાનમાં અમૃત રેડી રહે, અને એ એક જ પક્ષીના કંઠમાંથી તમે જાતજાતનાં અનેક પક્ષીઓનાં અનુકરણો અને સંગીતનો સતત પ્રવાહ વહેતો સાંભળો ત્યારે તમારૂં દિલ ઘડીભર હલી જાય; સ્કાઇ-લાર્ક ઉપરનાં કાવ્યોમાં અંગ્રેજ કવિઓએ તેનાં જે ગુણગાન કર્યાં છે તેની ખરી ખુબી સમજાય અને એમ થઇ જાય કે વાહ, પ્રભુએ શું પક્ષી બનાવ્યું છે!

આ પક્ષીઓ ભાવનગરની આજુબાજુમાં અષાડ માસમાં દેખા દેવા માંડે છે. અવાવરૂ ખેતર, જવાસા ઉગેલ ખાર અથવા દડ જેવો પ્રદેશ આ પક્ષી પોતાના રહેઠાણ તરીકે પસંદ કરે છે. ચંડુલ કદમાં ચકલી કરતાં સહેજ મોટું હોય છે; પણ એના શરીરની કાઠી વધુ નાજુક હોય છે. તેનાં પીછાંનો રંગ જમીનના રંગ સાથે મળી જાય તેવો હોય છે; તેમાં થોડાંથોડાં પીળા તથા ઘેરા ભુરા રંગનાં છાંટણાં હોય છે અને માથે એક નાની કલગી હોય છે. આ પક્ષી જમીનથી ત્રીસ ચાળીસ ફુટ ઉંચે ચડી સંગીત શરૂ કરે છે; અને થોડી જ વારે નીચે ઉતરે છે. આ પ્રમાણે વારંવાર કરે છે. ખાસ કરીને અષાડ અને શ્રાવણ



ચંડુલ

તેમના મસ્તીના મહીના છે. નર અદ્ધર ચડે; માદા નીચેથી અવાજ કરે; નર તેના ઉપર ઉતરે અને પાંખરે. આ વખતે તેના સૂરોની મિલાવટ, જાતજાતનાં સંગીતનાં ધરો બાંધવાની ખુબી, આરોહ અને અવરોહ બહુ અદ્‌ભુત હોય છે. ગામથી બહાર કોઇ પણ અવાવરૂ ખેતર કે દડમાં જાઓ તો અષાડ અને શ્રાવણમા તમને ચોક્કસ ચંડુલ જોવાનો સુયોગ પ્રાપ્ત થાય.

ભાદરવામાં આ પંખી ઇંડાં મુકે છે અને તેની સંખ્યા બે કે ત્રણથી વધુ હોતી નથી. તેઓ માળા બહુ જ બેદરકારીથી જમીન ઉપર બાંધે છે. ઘણે ભાગે તો ખડના કુચા જેવો માળો જમીન ઉપર પડેલો હોય છે, અને ઘણી વાર માણસ અથવા ઢોરના પગમાં આવી જતાં અંદરનાં ઈંડાં નાશ પામે છે. માળો એટલો બધો પોચો અને અસ્તવ્યસ્ત હોય છે કે હાથમાં લેતાં પણ વીંખાઇ જાય. ચંડુલ અને તેના માળા આજુબાજુની વસ્તુ સાથે રંગ રૂપમાં એવાં તો મળી જાય છે કે અનુભવી સિવાય ચંડુલને જોવું અથવા તેનો માળો હાથ કરવો બહુ જ



અગન

દુષ્કર છે. ચંડુલની મોટી જાત ઘાવસ પણ તેના સંગીત માટે ચંડુલ જેટલી જ મશહૂર છે; કેટલીક વાર ઉસ્તાદો તેને પ્રથમ સ્થાન આપે છે.

અગન (સ્કાઇ–લાર્ક)ની પણ મસ્તીની ઋતુ, પાંખરવાની રીત, ઇંડાં મુકવાનો વખત, ઉંચે ચડીને સંગીત લલકારવાની ઢબ—બધું બરાબર ચંડુલ જેવું જ હોય છે. માત્ર ફેર એટલો કે ચંડુલને માથે કલગી હોય છે જયારે અગનને માથે ટોપી હોય છે. ચંડુલ ખેતરમાં ગમે ત્યાં માળા બાંધે છે જયારે અગન જવાસા કે કાંટાના જાળામાં માળો બાંધે છે અને માત્ર બહારની બાજુએ દર જેવું નાનું કાણું રાખે છે. માદા એમાં બેસી ઇંડાં સેવે છે અને નર બહારથી રક્ષણ કરે છે. આ પક્ષી ઘડીભર પણ ઇંડાંને રેઢાં મુકતાં નથી, કેમકે કાકીડા, ઘો, સાપ વગેરે તેમનાં ઇંડાં કે બચ્ચાં ખાઇ જાય છે.

થોરિયું અગન જેવું જ લાગે છે, પણ તેનાં જેટલાં સંગીતનાં ઘર કે અનુકરણો કરી શકતું નથી. તે તો માત્ર એક જ જાતનો અવાજ કરે છે. વળી, તે અવાજ કરતી વખતે અદ્ધર

ચડતું નથી.

પણ પ્રથમ દૃષ્ટિએ અગન અને થોરિયું એકબીજાને એટલાં બધાં મળતાં લાગે છે કે ભલભલા ઉસ્તાદો પણ તેમને પારખવામાં ભુલ ખાઇ જાય છે. પક્ષીમાં બહુ જ નિપુણ એક ઉસ્તાદ પણ એક વાર અગનનાં બચ્ચાંને બદલે થોરિયાનાં બચ્ચાં ઉપાડી લાવેલા અને ઘણે લાંબે વખતે તેમને પોતાની ભુલ સમજાએલી.

કહેવત છે કે 'અગન ડામી અને ચંડુલ આસાની'; એટલે કે, જો અગનને પાળવાનો વિચાર હોય તો જંગલી પકડીને પાળવું અને ચંડુલને પાળવું હોય તો બચ્ચેથી પાળવું. અગન મોટી ઉમરે પણ તાલીમ લઈ સંગીતનાં બધાં ધ્વર તથા અનુકરણો કરતાં શીખી જાય છે; પણ ચંડુલ તો નાનપણથી પાળ્યું હોય તો જ કેળવી શકાય છે. ત્રણ વર્ષ ઉપરની ઉમરના ચંડુલને તો કાંઇ શીખવી શકાતું જ નથી. એક જ ચંડુલ મેં એવો જોયો છે કે જે વરસ દિવસનો થયા પછી પકડેલો હોવા છતાં બચ્ચેથી પાળેલા બીજા ચંડુલના સહવાસથી સંગીતનાં બધાં ધ્વરો તથા 'પી–નબીજી–રોજી–ભેજો' એવું વાક્ય શુદ્ધ રીતે બોલે છે. ચંડુલની ઉત્પત્તિની એક એવી દંતકથા છે કે નબીજી પીરને કાંઈ ચમત્કાર બતાવવાનું તેમના સામા પક્ષવાળા તરફથી કહેવામાં આવ્યું. તેમણે પોતાના પગના અંગુઠામાંથી આ પક્ષી પેદા કર્યું તે 'પી' ઉચ્ચાર કરીને ઉડ્યું અને ત્યાર પછી 'પી–નબીજી રોજી ભેજો' એમ બોલે છે.

શ્રી કંચનરાયને પ્રથમથી જ ચંડુલ અને અગન પાળવાનો શોખ. સંયોગો પણ એવા મળ્યા કે તેવા જ શોખીન બેચાર મિત્રો તેમને ભેટી ગયા. એક વખત તેમણે ઘાઘસનાં બચ્ચાં

પકડવાનો વિચાર કર્યો અને ભાદરવા મહીનાની એક સવારે આ કાફલો ગાડું જોડી ભાવનગરની પાસે આવેલા નગડી ગામથી કમળેજ જવા આડફેટુ માર્ગે ઉપડ્યો. પરંતુ ખુબ રખડવા છતાં આ કાફલાને ક્યાં ય પણ ચંડુલ કે ઘાઘસનો પત્તો મળ્યો નહિ. ચોમાસું તાજેતરમાં જ ગએલું હોવાથી રસ્તા પણ કીચડ-વાળા થઇ ગયા હતા. ઘણી વાર તો ગાડાંને મુકી આડફેટુ રસ્તે માઇલના માઇલ જાળાઝાંખરાં જોતાં, ઉડતા પક્ષીની બરાબર ખબર રાખતાં તેમને ભમવું પડ્યું. ધીમેધીમે સૂર્ય પણ આકાશમાં માથા ઉપર આવી તપવા લાગ્યો; અને પેટમાં પણ ભૂખનો સૂર્ય પ્રકાશી રહ્યો. એટલામાં તેમનામાંના એક જણે એક ઘાઘસને મોઢામાં કાંઇક લઇને ઉડી જતું જોયું. આ ઉપરથી, આટલામાં જ ક્યાંક ઘાઘસનો માળો હોવો જોઇએ એમ તેમની ખાત્રી થઈ. જાળા પર જાળા તપાસતાં અંતે તેમને એક જાળામાંથી ઘાઘસનાં ચાર બચ્ચાં જડ્યાં. તેમાંથી ત્રણ ઉપાડી લઇ, એક તેમનાં માબાપની શાંતિ ખાતર રહેવા દીધું. અને દરેકને ભાગ એકેક બચ્ચું આવશે એવા સંતોષની સાથે કાફલો કમળેજ તરફ ઉપડ્યો.

કેટલાક ભાઇઓ ગાડામા બેઠા હતા. તેમણે પોતાના પગ પાસેથી ઉડી જતું ચંડુલનું એક બચ્ચું જોયું. તે પણ તેમણે હાથ કર્યું. હવે તો લીધેલા પરિશ્રમનો પૂર્ણ બદલો મળ્યો જોઈ તેમના સંતોષનો પાર રહ્યો નહિ, અને જાતજાતની વાતો કરતા, થાક્યાપાક્યા બપોરના બે વાગ્યે કમળેજ આવી પાસેની વાડીમાં પડાવ નાખ્યો. હાથપગ ધોયા, ચાપાણી પીધાં, નાસ્તો કર્યો અને બચ્ચાંને હાથમાં લીધાં. પીછાં, પગ, ચાંચ બરાબર નિહાળતાં તેમની ખાતરી થઈ કે આ તો ઘાઘસ નહિ પણ જલ-અગન!

નિરાશાની સીમા જ ન રહી. જલ-અગનનાં બચ્ચાં ભલભલા ઉસ્તાદોને પણ ભુલ ખવડાવે તેવાં હોય છે. તેઓ બધી રીતે ઘાઘસ જેવાં હોય છે; માત્ર સંગીતના ઘર બાંધી શકતાં નથી, અને તેથી પાળવા માટે નકામાં છે.

આ વાતને બે વર્ષ વહી ગયાં, પણ પાળવાં તો ઘાઘસ તે નિરધાર ભાઇ કંચનરાયના મનમાંથી ન ખસ્યો. એટલે એક બીજા ભાદરવામાં તેમના પુત્ર કેટલાક મિત્રોને લઇ ઘાઘસની શોધમાં ઘાંઘળીના ખારા દડમાં ઉપડચા અને અનેક પ્રયત્નો પછી ઘાઘસનાં ચાર બચ્ચાં હાથ કર્યાં. ચંડુલ કે ઘાઘસ પાળવાની આ જ રીત છે. તેમનો વિગતવાર અભ્યાસ કરવો હોય, તેમનું સંગીત તથા અનુકરણશક્તિ પુરેપુરાં ખીલવવાં હોય તો બચ્ચેથી પાળ્યા સિવાય બીજો કાંઇ જ ઉપાય નથી. આ પક્ષી એટલું બધું તેજ છે કે માણસને એ બીલકુલ ધારતું નથી. પાળેલ ચંડુલનો પણ ફોટો લેવામાં અમારા સ્નેહી ડૉ. બાબુને બહુ જ પરિશ્રમ લેવો પડેલો.

અગનને પકડવાની અને પાળવાની રીત નીચે પ્રમાણે છે. અષાડ, શ્રાવણ અને ભાદરવામાં અગનનું જોડું એકાદ ખેતરને પોતાનું કરી તેમાં વાસ કરે છે અને તેમાં બીજા કોઇ અગનને આવવા દેતું નથી. જો કોઇ બીજો અગન આવે તો બંને જોડાં વચ્ચે લડાઇ થાય અને બળવાન નિર્બળને હાંકી કાઢે. અગનને પકડવા માટે ઉસ્તાદો પાળેલા અગનનું પીંજરૂં એવા એક ખેતરમાં લઈ જઇ મુકે છે. પીંજરાની પાસે લાસો (એક સળી ઉપર પીપળાના દુધ જેવો કાંઇક ચીકણો પદાર્થ લગાડીને બનાવેલો) ગોઠવે છે. પછી પીંજરામાંનો અગન બોલવું શરૂ કરે, એટલે ખેતરવાળો અગન અદ્ધરથી જવાબ આપે. આ પ્રમાણે બંને

વચ્ચે ખુબ બોલાચાલી થાય. ખેતરવાળો અગન પીંજરાવાળાને કહે કે તું મારૂં ખેતર છોડી ચાલ્યો જા. પણ પેલો પીંજરામાં હોઇ કેવી રીતે જાય? એટલે જંગલી અગન પાળેલા ઉપર હુમલો કરવા પીંજરા ઉપર આવે. પણ ત્યાં તો ગોઠવેલો લાસો તેને ચોંટી જાય અને તે પકડાઇ જાય. પછી તેને ધામેધામે બંધ પીંજરામાં સવાર સાંજ બહાર ફેરવવામાં આવે છે જ્યાંથી તે જાતજાતના સાંભળેલા અવાજોનું અનુકરણ કરતાં શીખી લે છે.

આ જાતનાં પક્ષીને ખોરાકમાં કાંગ, બંટી, તીડ વગેરે જીવાત ઇત્યાદિ આપવામાં આવે છે.



# માળા અને ઈંડાં

પક્ષીઓના જાતજાતના માળા જોઇ કેટલાક અભ્યાસકો જુદાજુદા નિર્ણય ઉપર આવતા માલુમ પડે છે. પરંતુ આ નિર્ણયો ઘણીવાર બહુ જુજ અવલોકનના પરિણામ રૂપ હોઇ સર્વાંશે પૂર્ણ જણાતા નથી. કાગડાના તદ્દન સામાન્ય માળા જોઇ કેટલાક એમ કહેછે કે આવાં બુદ્ધિશાળી પક્ષી પણ સુંદર ખુબીવાળા માળા બાંધતાં નથી. હોલાં અને બુલબુલના ઉઘાડા માળા જોઇ તથા તેમનાં બચ્ચાં અને ઇંડાંનો વારંવાર થતો સંહાર જોઇ એક અભ્યાસી લખે છે કે 'જે પક્ષી મૂર્ખ છે, જેની કુદરત તેમજ જનસમાજમાં બીલકુલ કીંમત નથી, જે મરઘીની માફક વારંવાર બીજાના ખોરાક માટે ઇંડાં મુકે છે, તે જો કદાચ માળાની રચનાની ખુબી કરતાં શીખે અથવા બીજાઓને અગમ્ય એવાં સ્થળની પસંદગી કરતાં શીખે તો દુનિયા તેમનાં બચ્ચાંથી ઉભરાઇ જાય. માટે જ તેઓને આવી રીતે ઉઘાડા તથા દૂશ્મનોને સુગમ માળા બાંધવાની પ્રેરણા હોય છે; જ્યારે ફુલચકલી જેવાં સુંદર પક્ષીઓ બહુ જ ખુબીથી પોતાના માળા સરસ રીતે ગુંથી કોઇ ન પહોંચી શકે તેમ બાંધે છે.' હવે આ બે નિર્ણયો કેટલે અંશે પૂર્ણ છે તે સ્વતંત્ર અવલોકન ઉપરથી જોઇએ.

માળા એ કાંઈ પક્ષીઓનાં ઘર નથી. બારે માસ પક્ષી ત્યાં જ વાસ કરીને રહેતાં નથી. માત્ર ઇંડાં મુકવા માટે તથા બચ્ચાં ઉછેરવા પુરતાં જ પક્ષીઓ માળા બાંધે છે અને તે કામ થઇ રહ્યે માળા છોડી દે છે. ઇંડાં મુકવાથી તે બચ્ચાં મોટાં કરવા સુધીનું બધું કામ તેઓ પ્રેરણાશક્તિથી જ કરતાં હોવાથી તેમાં બુદ્ધિને બહુ જ ઓછો અવકાશ છે. એટલે વિવિધ પક્ષીઓના માળાની વિવિધ પ્રકારની રચના તેમની બુદ્ધિ કરતાં પ્રેરણાશક્તિને વધુ આભારી છે. માળા બાંધવા માટે જગ્યા પસંદ કરવી, ઇંડાં મુકવાં, તેને સેવવાં, બચ્ચાં મોટાં કરવાં—આ બધાં કાર્ય પાછળ પોતાનું અને બચ્ચાં અથવા ઇંડાંનું સંરક્ષણ કેમ કરવું તે જ વૃત્તિ પૂર્ણ જોશથી કામ કરતી હોવી જોઇએ તેમ મને મારા કેટલાક અનુભવો પરથી લાગ્યું છે.

વાઘ, સિંહ આદિ પ્રાણીઓ પોતાનું રક્ષણ બળથી કરે છે; હરણ, સસલાં ઇત્યાદિ પ્રાણી પોતાનું રક્ષણ પલાયનથી કરે છે; જ્યારે મનુષ્ય બુદ્ધિબળથી પોતાનું રક્ષણ કરે છે. પહેલાંના સંરક્ષણનો આધાર તેમનાં જડબાં અને પંજામાં છે; બીજાના સંરક્ષણનો આધાર તેમના પગની ત્વરિત ગતિમાં છે; જ્યારે મનુષ્યના સંરક્ષણનો આધાર તેના શરીરબળ કરતાં બુદ્ધિબળ પર વધારે છે.

તે જ પ્રમાણે પક્ષીઓની સૃષ્ટિમાં તેમને આત્મસંરક્ષણ કરવા માટે જુદીજુદી શક્તિઓ મળેલી છે. જે પક્ષીઓની ચાંચ, પાંખ અને પંજા જોરાવર છે તેમને પોતાનાં ઇંડાં તથા બચ્ચાંના રક્ષણ માટે માળાની ખુબી કરવાની જરૂર રહેતી નથી. જેઓમાં આ શક્તિ ઓછી છે તેઓ માળાની રચનાની ખુબી કરી પોતાનાં ઇંડાંનું રક્ષણ કરવા યત્ન કરે છે. ત્રીજા પ્રકારનાં શરીરસંપત્તિ વિનાનાં તેમજ માળા બાંધવાની ખુબી વગરનાં નિર્બળ પક્ષીઓ



કાગડાનો માળો

બીજાં શિકારી પક્ષીઓનાં ભોગ થઈ પડે છે.

સમળી, કાગડા, કાળાકોશી અને સફેદ લટોરા (બુચર–બર્ડ) તદ્દન ઉઘાડા માળા બાંધે છે. તેમાં કિલ્લેબંધી જેવી કાંઇ જ ખુબી હોતી નથી. કોઇ પણ મોટા ઝાડની ઉંચી ડાળી ઉપર તમે સાંઠી, રાડાં અને ઝરડાંનો ખડકેલો એક ઢગલો જુઓ તો માની લેવું કે તે સમળી કે કાગડાનો માળો છે. સમળી અને કાગડા બંનેની ઇંડાં મુકવાની ઋતુમાં ફેર હોઈ કાગડાના માળા સમળી અને સમળીના માળા કાગડા વાપરે છે. માત્ર તેઓ પોતાની સગવડ પુરતો તેમાં થોડોઘણો વધારો ઘટાડો કરે છે અને તેના તે જ માળા નવાસવા કરી વર્ષોવર્ષ વાપર્યે જાય છે. છતાં પણ કાગડાએ ઇંડાં મુક્યાં હોય ત્યારે સમળીની તાકાત નથી કે તે ઝાડ ઉપર જઇ શકે. જો જાય તો કાગડા એવો તો હલ્લો લાવે કે તેને જીવ લઈ નાઠે છુટકો. માણસ પણ જો તે ઝાડ



ફુલના કુંડામાં બુલબુલનો માળો

ઉપર ચડવા યત્ન કરે તો ચંચુપ્રહારથી કાગડા તેનું માથું જ ફોડી નાખે. આવે એક પ્રસંગે અમારા એક માણસને લીમડા પરથી નીચે ઉતરતાં તો ભોંય ભારે થઈ પડી હતી. તેને ખ્યાલ નહિ કે લીમડામાં કાગડાના માળા છે. તે તો લીંચકો બાંધવા ઉપર ચડેલો. પણ લોઢાના ચીપિયા જેવી ચાંચો વડે કાગડા તેના માથા પર એવા તો તુટી પડયા કે તે મહામહેનતે નીચે ઉતર્યો.

પણ શેરને માથે સવાશેર હોય જ. એક વાર એક થાકયો-પાકયો કાગડો એક ઝાડ ઉપર બેસવા ગયો. તેને ખબર નહિ કે પક્ષીમાં પટેલ ગણાતા કાળાકોશીએ તેમાં માળો બાંધ્યો છે. નર અને માદા તેના ઉપર તુટી પડયાં. અણધાર્યા હુમલાથી કાગડો ગભરાઈ ગયો. તે ડાળ ઉપર ઉંધે માથે લટકી પડયો અને મહામહેનતે જીવ લઈને નાસી છુટયો. કાળોકોશી તો તમે જોયો હશે. ન જોયો હોય તો તેને જોવાનો એક બહુ જ સરલ માર્ગ છે. ટ્રેનમાં મુસાફરી કરતા હો ત્યારે તારના થાંભલા તરફ જોવું. દર બે સ્ટેશનો વચ્ચે તમે જરૂર બેચાર કાળાકોશીને તાર ઉપર બેઠેલા જોશો. પક્ષી કાગડાથી કદમાં નાનું, રંગ તદ્દન કાળો અને પુંછડી બે કાતરાની માફક પાછળ વળેલી. ઉડવામાં બહુ જ હોશિયાર અને ચાંચ ઘણી જ મજબુત. હવામાં ઉડતી જીવાત તેનો ખાસ ખોરાક અને બીજાં પક્ષીઓ તેનાથી

જેમ બને તેમ દૂર રહેવા યત્ન કરે.

સફેદ લટોરો પણ પોતાની શક્તિથી જ બચ્ચાંનું રક્ષણ કરે છે. તે કદમાં તો કાબરથી પણ નાનું હોય છે, છતાં શિકારી પક્ષી ગણાય છે. તે પણ બાવળોમાં ઉઘાડા માળા બાંધે છે અને પછી દૂર ડાળે બેસી ઇંડાં ને બચ્ચાંનું રક્ષણ કરે છે. નાનાં પક્ષીઓનાં ઇંડાં ને બચ્ચાંનો નાશ મોટે ભાગે કાગડા અને ઘરોળાં કરે છે. સફેદ લટોરાની ચાંચ એટલી મજબુત નથી કે તે ચંચુપ્રહારથી કાગડા કે ઘરોળાંને મારી શકે; પણ તે તેમને પકડી બાવળાની શુળમાં પરોવી દે છે અને પછી ધીમેધીમે તેમનો નાસ્તો કરે છે.

આ ઉપરથી આપણે જોઇ શકીએ કે કાગડા ઇત્યાદિ બળવાન પક્ષીઓ બુદ્ધિશાળી હોવા છતાં તેમને પોતાના બળમાં વિશ્વાસ હોઈ બહુ જ સામાન્ય માળા બાંધે છે. વળી, ગરુડ અને બાજ જેવાં બહુ જ જોરાવર શિકારી પક્ષીઓ તો ઉંચે પર્વત કે ખડકોની બખોલોમાં ઇંડાં મુકે છે. તેઓને તો બીલકુલ ડર ન હોઇ કાંઇ કિલ્લેબંધી કરવા જેવું જણાતું જ નથી.

સુઘરી અને ફુલચકલી ઘણા જ સુંદર અને અદ્ભુત ગુંથણીના કારીગરીવાળા માળા બાંધે છે. ફુલચકલી તો બહુ જ નાનું પક્ષી છે. તેના માળા જમીનથી પાંચ છ ફીટ જ ઉંચે હોય છે. છતાં તે એવે સ્થળે લટકાવે છે કે કોઇનું ધ્યાન ન જાય. તે એટલી નાજુક ડાળેથી લટકતા હોય છે કે કાગડા કે ઘરોળાં ત્યાં જઇ જ ન શકે.

ફુલચકલીના માળા એ સુઘરીના માળાનું નાનું સ્વરૂપ જ હોય છે. લંબગોળ માળો અને પેટે એક બારી. બારી ઉપર છજું અને ઊંડાણમાં ઇંડાંને રાખવાનું એક ખીસું. એટલે કાગડા

પણ કોઇ રીતે તેનાં ઇંડાનો નાશ ન કરી શકે. સુધરી તો માળા ઘણે જ ઉંચે, તાડ નાળિયેરી કે બાવળ જેવાં વૃક્ષની છેક છેલ્લી ડાળે લટકતા બાંધે છે, જ્યાં માણસ કદિ પહોંચી જ શકે નહિ. તેમાં દાખલ થવાને માટે નીચે બાકોરૂં હોય છે અને માળો અંદરથી બેવડો એટલે બચ્ચાં ને ઇંડાં તો તદ્દન સલામત. માણસ, શિકારી પક્ષી કે કાકીડાની મગદૂર નહિ કે તે માળે પહોંચી શકે. અમે આવા ઢગલાબંધ માળા ભાવનગરથી દસ માઇલ દૂર આવેલ ભીકડાને બંધે જતાં પાણીની કેનાલની એક બાજુ બાવળના ઝાડેથી લટકતા જોએલા. લગભગ બધા જ માળા સામે કિનારે અને પાણી પર લટકતા હતા. અમને નમુનાનો એક માળો હાથ કરતાં પણ નાકે દમ આવ્યો. કેનાલ ઓળંગી સામી બાજુ ગયા અને વાંસને દોરડું બાંધી તેના વતી ઉંચે લટકતો માળો કાપ્યો. આ જાતનાં પક્ષીઓને તો દુશ્મનનો બહુ જ ઓછો ભય.

આ સિવાય કેટલાંક નિર્બળ પક્ષી દરમાં ઇંડાં મુકે છે. તેઓ બે પ્રકારનાં દર બનાવે છે. કલકલીઓ, કાબર, નાનો નીલકંઠ વગેરે તો નદીની ભેખડોમાં અથવા દીવાલોમાં ઉંડાં દર બનાવી તેમાં ઇંડાં મુકે છે. લક્કડખોદ જેવાં કેટલાંક પક્ષીઓ ઝાડની ડાળોમાં ગોળ દર કોરી કાઢે છે. સુતાર પણ પોતાનાં હથિયારથી ન બનાવી શકે તેવું સફાઇદાર ગોળ કાણું એ ચકલી જેટલું નાનું પક્ષી પોતાની ચાંચ વતી ખોદી કાઢે છે ને તેમાં ઇંડાં મુકે છે. આ ઋતુમાં ધ્યાન આપીને સાંભળો તો ટોન્ક, ટોન્ક, ટોન્ક એવો સતત અવાજ કોઇ દૂરના ઝાડ ઉપરથી સંભળાતો માલુમ પડશે. તે અવાજ પાછળ જો તમે જાઓ તો નાનું લીલા રંગનું અને કપાળ તથા ડોકે લાલ ટીલાંવાળું

પક્ષી ઘણે ભાગે પીપરના ઝાડ ઉપર જોશો. પીપરના પાન સાથે તે એવું તો મળી જાય છે કે શોધવું ભારે કઠણ પડે; અને વળી દર વખતે પોતાનું મોં જુદીજુદી દિશામાં ફેરવી અવાજ કરે છે એટલે અવાજ કયાંથી આવે છે તે નક્કી કરવું પણ તેટલું જ મુશ્કેલ થઇ પડે છે. છતાં એ પક્ષી યત્ન કરીને અભ્યાસ કરવા જેવું છે. આ પક્ષી માળા ખાલી કરે છે ત્યારે બબ્બઇ (બ્રહ્માની મેના) તેનો ઉપયોગ કરે છે. આ જાતના માળા બહુ જ સહીસલામત છે. તેમાંથી ઇંડાંનો નાશ કોઇ કરી શકતું નથી. તેને ભય માત્ર એક સાપનો જ છે. જો સાપ તે દરે પહોંચે તો તેઓ કોઇપણ રીતે બચ્ચાં તેમજ ઇંડાંનો બચાવ કરી શકે નહિ.

આજુબાજુની વસ્તુની સાથે મળી જાય તેવા માળા બાંધી ઘણાં પક્ષીઓ પોતાનાં ઇંડાંનું રક્ષણ કરે છે. ચંડુલ જમીન ઉપર ખડના કુચાનો એવો તો માળો બાંધે છે કે તેના ઉપર કોઇનું લક્ષ જ ન જાય. ટીટોડી નાના ગોળ પત્થરોમાં એવી તો સુંદર રીતે ઇંડાં ગોઠવી દે છે કે તે કોઇની નજરે જ ન ચડે. રાજાલાલ નામનું પક્ષી વળી ઝાડની ડાળ ઉપર કુદરતી લાકડાની નાની ગાંઠ હોય તેવો માળો બાંધે છે. તે રૂપરંગમાં ઝાડમાં એવો તો મળી જાય છે કે ધ્યાન આપી જોનારને પણ ન જડે.

આ પ્રમાણે કુદરતી પ્રેરણાશક્તિથી પક્ષીઓ પોતાનાં ઈંડાં અને બચ્ચાંના સંરક્ષણ માટે પુરતું કરે છે; છતા મેં તો જ્યાંજ્યાં પક્ષીને ઇંડાં મુકતાં ને બચ્ચાં ઉછેરતાં જોયાં છે ત્યાંત્યાં સેંકડે ૭૫ ટકા બચ્ચાં ન જીવ્યાના જ દાખલા છે.

ગયા સપ્ટેમ્બરમાં ઢેલે મારા કંપાઉન્ડમાં ઢીંચણ સમા ઉગેલ ઘાસમાં ઇંડાં મુકવાં શરૂ કર્યા. તેણે કાંઇ માળો બનાવ્યો



રાજલાલ પક્ષીઓ
અને તેમનો માળો

નહોતો. પણ વારંવાર બેસી આજુબાજુના ઉંચા લીલા ઘાસની વચ્ચે એક ગોળ બેઠક બનાવી હતી. બાર દિવસમાં તેણે અંદર છ સફેદ, કેરી જેવડાં લંબગોળ ઇંડાં મુકયાં. મોર અને ઢેલ આજુબાજુ ફરે અને ઇંડાંની સંભાળ રાખે. તે ન હોય ત્યારે અમે ઈંડાં ગણવા અને જોવા જઈએ.

હવે તો ઇંડાંમાંથી બચ્ચાં થવાનો વખત આવી પહોંચ્યો હતો. એક દિવસ તો અમે ઢેલને બીલકુલ જોઇ જ નહિ. ઇંડાં તો તેમનાં તેમ જ પડયાં હતાં. મારા એક અનુભવી મિત્રે એક ઇંડું તપાસી મને કહ્યું કે ઇંડાંને સાપની ફુંક લાગી છે અને હવે તેમાંથી બચ્ચાં થશે જ નહિ, તેમ ઢેલ પણ આવશે નહિ. અમારી દિલગીરીનો પાર ન રહ્યો. વાત સાચી ઠરી. બીજે દિવસે અમે બે ઇંડાં ફુટી ગએલાં જોયાં, અને ત્રીજે દિવસે તો સાપે ફોડી બધાં ઈંડાંનો નાશ કર્યો હતો.

તે જ અરસામાં મારા એક સ્નેહીને ત્યાં એક અવાવરૂ ટાંકીમાં હોલે ઈંડાં મુક્યાં હતાં. ત્યાં તેને કશો ડર નહોતો; પણ દુર્દૈવવશાત્ એક સાંજે તોફાન થયું ને તે જ ટાંકી ઉપર ઝાડની ડાળી તુટી પડી અને હોલનાં ઈંડાં ફુટી ગયાં!

એક બુલબુલનાં ઈંડાં તો અમે જીવ બરોબર સાચવતા હતા. મહા મુસીબતે તે સેવાઈને તેમાંથી ત્રણ બચ્ચાં થયાં. એક દિવસ બપોરના અમારી ગેરહાજરીનો લાભ લઈ કાગડો બે બચ્ચાં ખાઈ ગયો અને ત્રીજું નીચે પડી ગયું. અમે તે હાથ કરી માળામાં મુક્યું અને દિવસરાત ચોકી કરી ઉછેર્યું.

બીજા એક બુલબુલે મારા એક સંબંધીના બગીચામાં કરેણમાં માળો બાંધી બે ઈંડાં મુક્યાં. બીજે જ દિવસે કાકીંડો તે બંને ઈંડાંનો નાસ્તો કરી ગયો અને બુલબુલ માળો છોડી ચાલ્યું ગયું.

મેં આગળ લખ્યું હતું તે પ્રમાણે એક વખત ફેંસુઆરીમાં ફુલચકલીનાં ત્રણ બચ્ચાં લગભગ તેના માળામાં તૈયાર થવા આવ્યાં. અમે તે નાનાં બચ્ચાંને રોજ જોઈએ અને ખુશ થઈએ. એક દિવસે સાંજે આવીને હું જોઉં તો માળાવાળી ડાળ જ ન મળે. ડાળ, માળો અને બચ્ચાંને કોઈક ઉપાડી ગએલું. અમને આથી અપરંપાર શોક થયો. ઘડીભર તો એમ જ થયું કે પક્ષીનો અભ્યાસ કરુણરસથી ભરપુર છે. તેમાં આનંદ કરતાં દિલગીરીના પ્રસંગો જ વધુ પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે પક્ષીઓમા બાલમરણનું પ્રમાણ ઘણું વધુ હોવા છતા પણ એક અમેરિકન પક્ષીવિશારદે કાઢેલા આંકડા પ્રમાણે, દુનિયામાં દર ૧૦૦ એકરે ૨૨૪ પક્ષીઓ અને દુનિયાની માણસની વસ્તી કરતાં પક્ષીની વસ્તી ૪૦ ગણી વધુ છે. તો આ મરણમાં પણ શું પ્રભુનો કાંઈ સંકેત હશે?



માળામાં ઈંડાં સેવતું બુલબુલ

! ફોટો : એ. પી. પટણી



ટીટોડી



# ટીટોડી

ટીટોડી તો બહુ જ જાણીતું પક્ષી છે. તેનો અવાજ એક વાર સાંભળો તો કદિ વિસરી ન શકાય તેવો છે. ગીચ વસ્તીનાં શહેરો સિવાય મે માસથી તે છેક સપ્ટેમ્બર સુધી દિવસ રાત આ અવાજ બધે સંભળાયા જ કરે છે. એના એ વિચક્ષણ અવાજ ઉપરથી અંગ્રેજીમાં તેને 'ડીડ યૂ ડુ ઇટ? પિટી ટુ ડુ ઇટ' ( Did you do it? Pity to do it )ના નામથી ઓળખવામાં આવે છે. આપણે ત્યાં તો તેના અવાજ ઉપરથી ઉપજેલી લોકકથા જાણીતી છે. તે બોલે છે ત્યારે 'વ્રત કરતી'તી; વ્રત કરતી'તી' એ શબ્દોને મળતો અવાજ સંભળાય છે, તે પરથી વાર્તા એવી બનાવી છે કે એક બાઇ ઉપવાસ કરી વ્રત કરતી હતી; ઘણા ઉપવાસ કરવાથી મરી ગઇ અને ટીટોડી જન્મી તેથી વ્રત કરતી'તી, વ્રત કરતી'તી એમ એ બોલે છે. આમ આ પક્ષી લોકોમાં ખુબ જ જાણીતું છે. એ સિવાય તેને વિષે બીજી પણ અનેક માન્યતાઓ લોકોમાં પ્રચલિત છે. જેવી કે

(૧) દરિયાકિનારે, તળાવને કાંઠે, કે નદીને તટે—એમ કોઇ જળાશય આગળ જ આ પક્ષી ઇંડાં મુકે છે. (૨) રાત્રે એ પગ અદ્ધર રાખી ચત્તું સુએ છે. (૩) તે ચાર ઇંડાં મુકે

છે. એ ચારે ઇંડાંના અણીવાળા ભાગ જો જમીન તરફ ભેગા હોય અને પહોળા ભાગ ઉપર હોય તો ચોમાસાના ચારે માસ સારો વરસાદ આવે; પણ એકાદ ઇંડું પડી ગયું હોય તો તે માસ વરસાદ વગરનો ખાલી જાય. (૪) જો ટીટોડી ઝાડ ઉપર બેસે તો જળપ્રલય થાય. (૫) આ પક્ષી એક આંખે ઉંઘે છે ને એક આંખે ચોકી કરે છે.

ગયા ઉનાળામાં આ પક્ષીનો વિગતવાર અભ્યાસ કરવાનો મને પ્રસંગ મળ્યો અને તેમાં ઉપરની માન્યતાઓ સંબંધે મેં ખાસ ધ્યાન રાખીને નિરીક્ષણો કર્યાં. આપણે એ જોઇએ.

આ પક્ષી કદમાં કાબર જેવડું જ હોય છે, પણ તેના પગ લાંબા હોઇ પ્રથમ દૃષ્ટિએ આપણને તે મોટું લાગે છે. તેનું માથું કાળું હોય છે અને પાંખોનો ઉપરનો ભાગ ભુખરો કાળો હોય છે. પેટનો ભાગ સફેદ હોય છે અને પગ રંગે પીળા. એની આંખ આગળથી એક સફેદ પટ્ટી શરૂ થઇને હેઠ પેટ સુધી જાય છે. પુંછડી ઉપર પણ એક ધોળો પટ્ટો હોય છે અને જ્યારે તે ઉડે છે ત્યારે તેની પાંખોમાં આવેલા બે સફેદ પટ્ટા આ પુંછડીના સફેદ પટ્ટા સાથે જોડાઇ જઇને અંગ્રેજી W અક્ષરના જેવો સફેદ આકાર સાફ તરી આવે છે. એની ચાંચ લાલ હોય છે અને કપાળમાં લાલ લટકતી ચામડી હોય છે.

આ ઉનાળામાં મે માસમાં હું વાપજને બંગલે રહેતો હતો. મને માલુમ પડયું કે બંગલાની પાસેના ઉજ્જડ ખેતરમાં સહેજ ઉંચી જગ્યા ઉપર એક ટીટોડીએ માળો બનાવ્યો હતો. સામાન્ય રીતે ટીટોડી જમીન ઉપર જ પોતાના માળા બનાવે છે. આજુ-બાજુની જમીનથી સહેજ ઉંચી જમીન પસંદ કરી તેમાં પગ વની ખોતરી શંકુ આકારનો એક ખાડો બનાવે છે અને તેમાં

નાનાનાના કાંકરા ચાંચ વતી ઉપાડી લાવી બહુ જ સફાઈથી ગોઠવે છે. આ માળો આજુબાજુની જમીન વગેરેના દેખાવ સાથે એવો તો એકરંગ મળી જાય છે કે તમે એક વાર જોયો હોય છતાં બીજીવાર શોધી ન શકો; તમારા પગ પાસે માળો હોય પણ ન જડે. આ પક્ષીમાં કુદરતે કોઇ અદ્ભુત પ્રેરણા-શક્તિ મુકી છે. તેના રચેલા માળાનો, માળામાંના પત્થરનો અને તેમાં મુકેલાં ચાર ઈંડાંનો રંગ એવો તો મેળ લે છે કે ટીટોડીનો માળો શોધવો બહુ જ મુશ્કેલ પડે છે. અને ઈંડાં મુકયા પછી તો આ પક્ષી એવું તો ચાલાક થાય છે કે તેના માળાનો પત્તો તમને લાગવા જ ન દે. તે જુદીજુદી દિશાએ ઉડીને જાય, બીજેબીજે સ્થળે જ ફર્યા કરે, તમારા ઉપર ઘણે દૂર સુધી હુમલા કરે અને તેનો માળો કોઇ બીજે જ સ્થળે હશે એમ તમને લાગે તેવો દેખાવ કરે. તેનો માળો શોધવાનો એક જ રસ્તો છે. કોઈ ઓથવાળી જગ્યાએ ખુબ વાર સુધી છુપાઇને બેસી જઇ, ટીટોડી ઇંડાં સેવવા કયાં બેસે છે તે સ્થળ દૂરથી જોઈ લેવું અને તેની આજુબાજુ આવેલા કોઇ મોટા પત્થર કે ઝાડનું નિશાન યાદ રાખી લેવું. પછી સીધા ત્યાં જઇ જોશો તો એક નાના માળામાં લીંબુ જેવડાં ચાર ઇંડાં જણાશે. રંગે એ પીળાશ પડતાં ને ઉપર કાળા ડાઘ જણાશે; અને તેના અણીવાળા છેડા નીચે જમીન તરફ ભેગા થએલા હશે. મેં આ સાલ ટીટોડીના લગભગ છ માળા જોયા, પણ ઈંડાંની ગોઠવણ બધે ઉપર પ્રમાણે જ જોઇ છે. હું નથી માનતો કે વરસાદને અને આ ગોઠવણને કાંઇ સંબંધ હોય.

આ વર્ષમાં મે માસની પાંચમી તારીખે ટીટોડીનો પ્રથમ માળો ત્રાપજ બંગલાની નજીકમાં આવેલા ખેતરમાં મેં જોયો.



ટીટોડીનાં ઇંડાં

રાતદિવસ ટીટોડી અને ટીટોડો ઇંડાંનું રક્ષણ કરે. કોઇ ખેતરમાં જાય ત્યાં તો ઉડીને શોરબકોર મચાવી મુકે. કાગડા, સમળી કે કુતરાં ઉપર તો જોસથી હુમલો લાવે અને તેમને નસાડે ત્યારે જ જંપે. ટીટોડી ઇંડાં ઉપર સેવવા બેસી જાય ત્યારે તેનું કાળું માથું અને ભુખરી પાંખો આજુબાજુની જમીન સાથે એવી તો મળી જાય કે આપણને છેક પાસેથી પણ દેખાય નહિ. બંને નરમાદા વારાફરતી સેવે અને વારાફરતી ચોકી કરે. ચોકીદાર હમેશ ઉંચી જગ્યા ઉપર બેસે અને જેવું કોઇ ખેતરમાં દાખલ થાય કે 'ટક ટક, ટક ટક' કરી ઇંડાં સેવનારને ખબર આપી દે જેથી તે પણ માળામાંથી ઉડી જાય; પણ એવી ઝડપ ને સફાઈથી કે આપણને ખબર પણ ન રહે કે તે ક્યાંથી ઉડ્યું! રાતમાં પણ ટીટોડીનો અવાજ તો સંભળાયા જ કરે.

એક અજવાળી રાતે ખેતરના ખુણા પાસે મોડી રાત સુધી બેસી મેં જોયું તો જણાયું કે બધાં જંપી ગયા પછી નરમાદા વારાફરતી પાસેના કુવાની નીકમાંથી પાણી પી આવ્યાં, અને અરધો અરધો કલાક રખડી ખોરાક પણ ખાઇ આવ્યાં. તેઓને રાતમાં આરામ પણ વારાફરતી લેતાં મેં જોયાં અને મારી ખાતરી થઇ કે તેઓ પગ ઉંચા રાખીને નહિ પણ પગ વાળીને જ ઉંઘે છે. લશ્કરી પહેરાની માફક તે પહેરો બદલે છે તેથી આપણે અલંકારિક ભાષામાં કહી શકીએ કે ટીટોડી એક આંખે નિદ્રા લે છે અને બીજી આંખે ચોકી કરે છે. વળી મેં ઘણા ખેડુતોને પુછ્યું છે અને જાતે પણ ઘણાં ટીટોડાંનું નિરીક્ષણ કર્યું છે, પણ ક્યાંય ટીટોડાંને ઝાડ ઉપર બેઠેલાં દીઠાં નથી. કદાચ તેના પગની રચના જ એવી હોય કે તે ડાળી પકડી ન શકે.

આ પછી મારે થોડા જ દિવસમાં ત્યાંથી ભાવનગર જવાનું થતાં ટીટોડીનાં બચ્ચાં તો જોઇ શકયો નહિ. ટીટોડીનાં ઇંડાં સેવાઇને તેમાંથી બચ્ચાં લગભગ પચ્ચીસ દિવસે બહાર નીકળે છે.

પણ ભાવનગર પહોંચતાંની સાથે જ ખબર પડી કે અહીં પણ એક ટીટોડીએ મારા મકાનની પાછળના ઉજ્જડ ભાગમાં ચાર ઇંડાં મુકયાં છે; એટલે ત્રાપજમાં અધુરૂં રહેલું નિરીક્ષણ પુરૂં કરવાની મને તક મળી ગઇ. નરમાદા ઇંડાં સેવે, દિવસ રાત ચોકી કરે અને અમે દિવસમાં બે વાર જોઇ આવી સંતોષ માનીએ. સમળીઓ અને કાગડાની ઝપટ તો ચાલ્યા જ કરે; પણ ટીટોડાંના ઉપર નીચેના એકસાથેના હુમલા સામે તેઓ પહોંચી ન શકે, અમને તો ભરોસો બેસી ગયો કે ઇંડાં નિર્વિઘ્ને સેવાશે અને બચ્ચાં તૈયાર થશે. ટીટાંડાંને પણ અમારો વિશ્વાસ પડવા લાગ્યો અને હવે તો અમે પાસે જઇ ઇંડાં જોઇએ તો-

પણ તે હુમલો ન કરતાં. ઇંડાં વજનમાં વધવા લાગ્યાં અને તેના ઉપરના કાળા ડાઘ વધારે ઘેરા થવા લાગ્યા. હવે થોડા જ દિવસમાં બચ્ચાં બહાર આવશે તેવી આશાથી અમે આનંદમાં આવી ગયા.

પણ આપણે આગળ જોઈ ગયા કે પક્ષીઓમાં ઇંડાં મોટાં થવાં એ ઘણું કઠિન કામ છે. તેને અનેક જાતની આફતો નડે છે. એક દિવસ સવારે જઈને જોયું તો ચારમાંથી એક ઇંડું ગુમ ! અમે ચોક્કસ માન્યું કે નોળીઓ, સાપ કે ઘો, કોઇક આ ઇંડાંનો નાસ્તો કરી ગયું હશે અને બાકીના ઇંડાં પણ હવે એકાદ બે દિવસમાં ખલાસ થઇ જશે. સામાન્યરીતે હમેશાં એવું જ જોવામાં આવે છે કે દુશ્મન માળો જોઇ ગયો એટલે ઇંડાં એક પછી એક નાશ પામતાં જાય છે; એમાંથી હરગીઝ બચે નહિ. પણ અહીં એમ ન બન્યું. બીજા આઠ દિવસ સુધી બાકીનાં ત્રણ ઇંડાંમાંથી એકકે ઓછું ન થયું, અને ટીટોડાં સતત ચોકી કર્યે જતાં હતાં. આ બીનાથી મને તથા મારા કેટલાક મિત્રોને બહુ જ નવાઇ લાગી, અને અમે એવી કલ્પના પર આવ્યા કે ચારમાંથી એક ઇંડું ખોટું હશે અથવા વા-એદું હશે તેથી ટીટોડીએ તેને નાખી દીધું હશે. ત્યાં તો નવમા દિવસની સવારે ત્રણે ઇંડાં ગુમ, અને ટીટોડાં પણ ઉડી ગએલાં ! અમને બહુ જ દિલગીરી થઈ. દુશ્મન કોણ હતું તેની પણ ખબર ન પડી.

આ બનાવને પુરા આઠ દિવસ પણ નહિ થયા હોય ત્યાં તો મારા ઘરનાં બારણાંથી માત્ર પચાસ જ વારને છેટે એક કરેણના ક્યારાની નજીક તે જ ટીટોડાંએ બીજાં ચાર ઇંડાં મુક્યાં. આ ઉપરથી સમજાશે કે કાંઇ જળાશય પાસે કે માણસનો

પગરવ ઓછો હોય ત્યાં જ ટીટોડી ઇંડાં મુકે છે એ વાત યથાર્થ નથી. 'આ બાબતમાં ટીટોડાંને કદાચ એમ થયું હોય કે અમારી નજીકમાં જો તેનો માળો હોય તો અમે તેને કાંઇ મદદ કરી શકીએ.'

વળી પાછું પ્રથમની માફક વારાફરતી સેવન અને રાત-દિવસની ચોકી શરૂ થયાં અને હું તો ઘરને ઉપરેથી જ નાના દૂરબીન વતી રોજ ઇંડાં ગણી લઉં. આટલો નજીક માળો જોઇ મારા એક સંબંધીને આ ઇંડાં સેવતી ટીટોડીનો ફોટો લેવાનો વિચાર થયો. માળાથી થોડે દૂર ખાટલા ગોઠવી તેના ઉપર કપડું નાખી અમે ઓથાણુ બનાવ્યું અને એક બપોરે ફોકસ ગોઠવી ફોટો પાડવા બેઠા. પરંતુ ટીટોડાં એવાં તો ચેતી ગયાં કે દૂર ને દૂર ફરે, પણ માળા પાસે ન જ આવે. લગભગ એકાદ કલાક શાંતિથી રાહ જોયા છતાં ટીટોડી ન આવી, એટલે અમે બીજા દિવસ ઉપર ફોટો લેવાનું મુલતવી રાખી ઉઠી ગયા.

બીજે સવારે વહેલાં મેં તથા શ્રી અનંતરાય પટણીએ ફોટો પાડવાનું શરૂ કર્યું. શ્રી અનંતરાય પટણીને ખાટલા પાછળ ખુરશી ઉપર બેસાડી તેમના ઉપર કપડું ઢાંકી હું દૂર જઇને બેઠો, અને એમ નક્કી કર્યું કે જેવી ટીટોડી માળામાં આવે કે મારે તેમને ધીમી સીટી મારી ચેતાવી દેવા, જેથી તે ફોટો પાડવા તૈયાર થઇ જાય. પાએક કલાક આજુબાજુ ભમી ટીટોડી માળા પાસે આવી. મેં સીટીથી નિશાની આપી, પણ ટીટોડો જે આ બધો વખત દીવાલ ઉપર બેઠો હતો તેણે 'ટક ટક' કરી ટીટોડીને કાંઇક કહ્યું અને તે એકદમ પાછી ચાલી ગઈ. પછી તો ટીટોડી માળાની આજુબાજુ ફરે, પણ ઇંડાં પાસે તો આવે જ નહિ; અને જેવી તે આવવા લલચાય તેવો ટીટોડો અવાજ કરી તેને બોલાવી લે. શ્રી અનંતરાય પટણી એક કલાક

બીલકુલ હલ્યાચલ્યા સિવાય બેઠા, છતાં જ્યારે કાંઇ જ થઇ શક્યું નહિ ત્યારે તેઓ ઉઠી ગયા અને ટીટોડાં દેખે તેમ મારી પાસે આવ્યા.

હવે તો ટીટોડાંને છેતર્યા સિવાય ફોટો આવે તેમ ન હતું, તેથી અમે બંને માળા પાસે ગયા. હું સંતાઈ ગયો અને ટીટોડાં દેખે તેમ તેઓ પાછા ફર્યા. ટીટોડાંએ માન્યું કે સંતાએલો આદમી ચાલ્યો ગયો એટલે એકદમ ટીટોડી ચાલીને માળામાં આવીને બેઠી અને મેં ફોટો પાડ્યો; પણ ફોટો પાડ્યાનો અવાજ થતાં તો તે ઉઠી ગઇ. પછી તો મેં આખો દિવસ ઘણા યત્ન કર્યા, પણ તે માળામાં સ્થિર ન જ રહી.

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ છે કે ટીટોડાં માણસ યાદ રાખી શકે છે અને તેને ઓળખી માળામાં આવતાં નથી. બીજે દિવસે અમે બેત્રણ જણ માળા પાસે ગયા. શ્રી અનંતરાય પટણી સંતાઇ રહ્યા અને અમે બીજા બધા, ટીટોડાં જુએ તેમ વાતો કરતા પાછા ફર્યા. તરત જ ટીટોડી માળામાં જઇને બેઠી અને તેમણે બીજો ફોટો લીધો.

કલાકોના કલાક એકીસાથે માળા પાસે બેસી રહેવાથી મને એક બીજું ખાસ એ જણાયું કે ટીટોડાં વાતચિત કરી શકે છે, અને નરમાદા એકબીજાને ઘણુંઘણું સમજાવી શકે છે. થોડાક દાખલા આપું. એક વખત હું સંતાયો ત્યારે મારો વાંસો દીવાલ ઉપર બેઠેલો ટીટોડો જોઇ શકતો હતો, જ્યારે જમીન ઉપર ફરતી ટીટોડી જોઈ શકતી ન હતી. જેવી ટીટોડી માળા પાસે આવી કે તરત જ ટીટોડે કાંઇક ટુંકા અવાજમાં કહ્યું અને તે ઇંડા ઉપર બેસતી બેસતી ઉભી થઇ ચાલી ગઇ. થોડી વારે તે ફરી આવી ને ફરી ટીટોડે કાંઈક કહ્યું અને તે ચાલી ગઇ.

પછી તો બંને વચ્ચે કાંઇક વધુ વાતચિત થઈ અને ટીટોડી માળા ઉપર ન આવતાં હું સંતાયો હતો તે બાજુ આવી અને મારો વાંસો દેખાતો હતો તે જોઇ ગઇ, અને પછી હું જ્યાં સુધી બેસી રહ્યો ત્યાં સુધી આવી જ નહિ. માળામાંથી પક્ષીને અરધા કે પોણા કલાકથી વધુ દૂર રાખવાં ન જોઇએ કેમકે હુંફ સિવાય ઇંડાં ઠરી જાય અને પછી તે સેવવાને માટે નિરર્થક થઇ જાય.

એક દિવસ સમળી અને કાગડાએ ટીટોડીનાં ઇંડાં ઉપર બહુ જ ઝપટ કરી. ટીટોડો ક્યાંક ચારા માટે ગએલો અને માળામાં ટીટોડી એકલી. એણે બહુ જ અવાજ કર્યો, પણ ટીટોડો આવ્યો નહિ. પરંતુ તેણે બધા સાથે યુદ્ધ કરી ઈંડાં તો બચાવ્યાં. થોડી વારે ટીટોડો આવી પહોંચ્યો, પણ તે વખતે સમળી-કાગડા ઉડી ગયાં હતાં. પછી બંને જણ દીવાલ ઉપર બેઠાં અને ટીટોડીએ તેને એટલી તો લાંબી વાત કરી—તે વાતમાં જાતજાતના અવાજ હતા—કે આપણને એમ જ થાય કે સમળી-કાગડાના હુમલામાંથી પોતે ઈંડાં કેમ બચાવ્યાં તે વાત એ કહેતી હતી. વાત સાંભળી ટીટોડો ઉડ્યો ને બીજાં બે ટીટોડાં લઇ આવ્યો, અને જબરૂં યુદ્ધ મચાવી એ આખા મેદાનમાંથી તેમણે સમળી તથા કાગડાને હાંકી કાઢ્યાં.

આવા હુમલાઓ વખતે અમે પણ ટીટોડાંની મદદે વારંવાર જતા. પણ એક વખત અમારી ગેરહાજરીનો લાભ લઈ સમળીઓએ એકઠી મળી ટીટોડાંનાં બધાં બચ્ચાંનો નાશ કર્યો. આ બનાવ પછી અમને બહુ જ ખેદ થયો. મારા એક મિત્રે કહ્યું કે તમે ઈંડાં વારંવાર જુઓ છો તેથી બીજાં પક્ષી પણ ટીટોડીનાં ઇંડાં ક્યાં છે તે જાણી જાય છે અને તેથી જ તેઓ માળો શોધી તેને મારી શકે છે.

ત્યાર પછી ટીટોડીએ એક બીજો વધુ માળો બાંધ્યો. (હું નથી કહી શકતો કે તેઓ પ્રથમનાં જ ટીટોડાં હતાં.) હવે તો હું તે માળો કે ઇંડાં જોવા બીલકુલ ગયો જ નહિ. આજે ચકલાં ચકલાં જેવડાં ટીટોડાંનાં બચ્ચાં મારા ફળીમાં આમતેમ ફરે છે. જોકે મને બીજી હકીકત મળી છે કે કોઈ જોવા નહિ જતું હોવા છતાં ટીટોડાંના ત્રણ માળા નાશ પામ્યા છે. આ હકીકત ઉપરથી હું દિલાસો લઇ શકું કે મારી વારંવારની નિરીક્ષણની મુલાકાતોથી જ કાંઇ ખાસ નુકસાન નથી થયું.



# કલકલીઓ તથા નાનો નીલકંઠ

તળાવ અથવા નદીને કિનારે કોઇ ઉડતા પક્ષીની પાંખોથી જ્યારે તમને આકાશ ચકચકતા વાદળી રંગથી રંગાઇ ગયું લાગે ત્યારે સમજવું કે તે પક્ષી બીજું કોઈ નહિ પણ કલકલીઓ. તેના આવા આકર્ષક રંગથી અને ઉડતી વખતે ચિત્કાર કરવાની તેની ટેવથી આ પક્ષી આપણામાંના ઘણાને પરિચિત છે. મેં નાનપણમાં ઘણીવાર આ પક્ષીને બોલતું સાંભળેલું, (અને મારાં વૃદ્ધ માજી એમ કહેતાં કે તે જેના ઘર ઉપરથી બોલતું બોલતું ઉડે તેના ઘરમાં અવસ્ય કંકાસ થાય) પણ તેને જોયું તો બહુ જ મોડું. બે વર્ષ ઉપર મારા પાણીના નળ પાસે આવેલા લીમડાની ડાળે તેને જોયું અને તેના રંગ અને આકારથી તરત ઓળખ્યું. ઘેરી રાતી ચાંચ, ચકચકતા લાલ પગ, સફેદ છાતી અને ગળે, પડખે તથા માથે ભુરો રાતો રંગ; અને તે બધાની ઉપર ઉઠાવદાર પાંખો અને પુંછડી ચકચકિત વાદળી રંગનાં. આટલા બધા રંગનું એકીસાથે મિશ્રણ અવસ્ય દિલ આકર્ષે તેવું છે. અને તેમાં યે જ્યારે તે ચિત્કાર કરી ઉડે છે ત્યારે તેની પાંખોના વાદળી રંગથી જાણે આખું આકાશ બે ઘડી છવાઈ રહ્યું હોય તેમ આપણને લાગે છે. તેની વાદળી પાંખોમાં કાબરની માફક સફેદ પટ્ટા હોય છે. તેનું કદ જોકે



કલકલીઓ

કાબર જેટલું જ હોય છે પણ તેની સીધી લાંબી ચાંચ અને ટુંકી પુંછડી જોતાં આપણને તે જુદી જ જાતનું પક્ષી લાગ્યા વગર ન રહે. આ પક્ષીનો મુખ્ય ખોરાક નાનાં માછલાં છે. તળાવ અથવા નદીને કિનારે, પાણી ઉપર આવેલા કોઇ ઝાડની ડાળ, પત્થરના ખુણા કે તારના થાંભલા ઉપર તે બહુ જ શાંતિથી બેસે છે. પાણીમાં એકાદ માછલું ઉપર આવેલું જુએ કે એકદમ પડતું મુકે છે અને એક ક્ષણમાં તો માછલું પકડી બહાર આવી પોતાને સ્થળે બેસી જાય છે. પણ ઘણી વાર તે આવા પ્રયત્નમાં નિષ્ફળ જાય છે અને તેથી તેને પોતાના પોષણ માટે બહુ જ મહેનત કરવી પડે છે. માછલાં પકડવામાં ફાવે તેવી લાંબી સીધી ચીપિયા જેવી ચાંચ અને પાણીમાં ડુબકી મારતાં નડે નહિ એવી ટુંકી પુંછડી તે એના ખોરાક મેળવવાના કામમાં બહુ જ ઉપયોગી છે. માછલાં ઉપરાંત તે કીડ વગેરે નાનાં જીવડાં પણ ખાય છે.



કલકલીઆનાં ઇંડાં

કલકલીઓ એકલસૂરૂં પક્ષી છે. ફક્ત એક જ વખત સિવાય કલકલીઆને મેં એક કરતાં વધુ સંખ્યામાં જોયા નથી. માત્ર ઇંડાં મુકવાની ઋતુમાં જ તેનો જોટો નજરે પડે છે. કુદરતે તેને જેવો સુંદર બનાવ્યો છે તેવી જ સુંદર તેની સ્થળ પસંદ કરવાની રીત છે. ગામથી થોડે દૂર સુંદર તળાવ, વૃક્ષોની લીલીછમ ઘટા, કિનારા પર આવેલી પત્થરની ધાર,—આવા જ કોઈ સુંદર સ્થળમાં મોટે ભાગે કલકલીઆનો વાસ માલુમ પડે છે. અને આ બધી ખુબસુરતી એકબીજા સાંથે એવી તો મળી જાય છે કે કોઇ સારા ચિત્રકારને પણ બે ઘડી ત્યાંથી ખસવું ન ગમે. પોતાનો માળો પણ તે આવે સ્થળે જ બનાવે છે. તેમના માળા નદી, તળાવ કે કુવાની દીવાલોમાં હોય છે. મોટે ભાગે ઉંદરે બનાવેલાં દરનો તેઓ માળા તરીકે ઉપયોગ કરે છે; કોઇ વાર પોતે પણ ચાંચથી ખોદીને ઉંડું દર બનાવે છે.

એક વખત, અમારે કલકલીઆનાં ઈંડાંના આકાર સંબંધે ચર્ચા થઇ. કોઇક કહે કે તે તદ્દન ગોળ હોય છે, જ્યારે બીજા કહે કે તે લંબગોળ હોય છે. આ વાતનો નિર્ણય કરવા અમારા મિત્ર ભાઇ પદ્મકાન્તે કલકલીઆનો એક માળો વિકટોરિયા પાર્કમાંના એક ભાડીઆ કુવામાં શોધી કાઢ્યો. અમે બંને એક સાંજે તે જોવા ઉપડ્યા. કુવામાં સહેલાઇથી ઉતરાય એવું હતું તેથી અમે અંદર ઉતર્યા. કલકલીઓ તો અમને જોઇને ક્યારનો ઉડી ગયો હતો. કુવાની દીવાલમાં એક ગોળ દર હતું. તેનું મોં એટલું સાંકડું હતું કે અમારો હાથ અંદર જઇ શકે તેમ ન હતું, તેથી અમે તેને છોલીને સહેજ મોટું કર્યું. તે લગભગ બે ફીટ જેટલું ઉંડું હતું અને તેને છેડે એક ઓરડા જેવું વધુ મોટું ગોળ કાણું હતું. એમાં ચારપાંચ ઇંડાં હોય તેમ લાગ્યું. તેમાંથી અમે બે બહાર કાઢ્યાં. ઇંડાં તદ્દન સફેદ અને આકાર એટલો બધો સરખો કે પ્રથમ દૃષ્ટિએ તો તે ગોળ જ લાગે; પણ બહુ જ બારીક તપાસથી જણાય કે તે સહેજ લંબગોળ છે. બીજાઓની ખાતરી કરવા માટે અમે ઇંડાં સાથે ઉપાડ્યાં. પક્ષીના મારા અભ્યાસ દરમિયાન ઇંડાં ઉપાડવાનો આ પહેલો જ પ્રસંગ હતો. ઇંડું ઘેર લાવી એક ડબ્બીમાં તો મુક્યું, પણ પછી કૈંક ગુનોહ કર્યો હોય તેમ દિલ બળવા લાગ્યું. હવે પાછું મુકવા જવું તો નિરર્થક; કેમકે માબાપની હુંફમાંથી બેત્રણ કલાક દૂર કરેલું ઇંડું નકામું થઇ જાય છે અને તેમાંથી બચ્ચું નીકળતું નથી. બે દિવસ પછી તે ઇંડું ગંધાઇ ગયું છે કે સુકાઇ ગયું છે તે જોવા મેં ડબ્બી ઉઘાડી. (ઈંડાં સાચવવાના બે રસ્તા છે. એક તો તેને સુકાઇ જવા દેવું; અથવા તેમાં ઝીણું કાણું પાડી બધો રસ બહાર નીકળી

જવા દેવો ને પછી તે કાણામાંથી એમાં ઉનું ગાણ રેડવું.) ત્યાં તો મેં તેમાં કલકલીઆનું બચ્ચું ખોરાક માટે મોઢું ફાડી બેઠેલું જોયું! મને તો આ ચમત્કાર લાગ્યો. બે કલાકે મા-બાપની હૂંફ સિવાય ઇંડું નકામું થઇ જાય તેવી માન્યતા અને બીજી બાજુ બે દિવસે જીવતું બચ્ચું કોઇના સેવ્યા સિવાય નીકળે તે વાત અમારા મંડળમાં ચમત્કાર રૂપ ગણાવા લાગી.

હવે પેલું બીજું ઇંડું અમારા મિત્રને ત્યાં હતું તેનું શું થયું તે અમારે જોવાનું રહ્યું. તેમાં પણ બચ્ચું તૈયાર થઇ ગયું હોય તેમ લાગ્યું. તે અંદરથી ચાંચ મારી ઇંડું ફોડવા યત્ન કરતુ હતું અને તે પ્રયત્નને લીધે ઇંડું પોતાની મેળે ટેબલ ઉપર ધીમેધીમે ફરતું હતું. અમે તે ઇંડું ફોડ્યું અને તેમાંથી પણ તંદુરસ્ત બચ્ચું નીકળ્યું. બંને બચ્ચાંને અમે તેમનાં માબાપને સોંપી આવ્યા અને ઇંડાંની ચોરી કરી હતી તેનું પ્રાયશ્ચિત્ત બચ્ચાં પાછાં સોંપીને કર્યું.

કલકલીઆનું બચ્ચું જોઇએ ત્યારે આપણને એમ જ થાય કે આટલા નાના ઇંડામાં આવડું મોટું બચ્ચું સમાયું હશે કેવી રીતે! લાંબી ચાંચ, મોટામોટા ડોળા, ટૂંકી પુંછડી અને રૂંવાટી વગરનો આપણી હથેળી જેવો રંગ. તેમાં યે પાછે પગે ચાલવાની તેની રીત ખાસ ધ્યાન ખેંચે છે. દરની અંદર મોટાં થતાં બચ્ચાં લગભગ પાછે પગે ચાલતાં માલુમ પડે છે. માળામાં કોઇ જાતની પથારી હોતી નથી; પણ ખાધેલાં માછલાંનાં ઓકી કાઢેલાં હાડકાં બધે પથરાએલાં હોય છે. (ન પચે તેવો ખોરાક પાછળથી ઓકી કાઢવાની આ પક્ષીમાં ખાસ ખાસિયત છે.) અને તેને લીધે પક્ષી પોતે તેમ જ તેનો માળો બહુ જ દુર્ગંધ મારતો હોય છે. આવું સુંદર પક્ષી, આજુબાજુ આવી સુંદર

કુદરતની રચના અને તેમાં આટલું દુર્ગંધ મારતું રહેઠાણ; એ યોગ બહુ જ વિચિત્ર લાગે છે.

ભાવનગરથી સાતઆઠ માઇલ દૂર ભીકડાનો બંધ આવેલો છે. ત્યાં માલણ નદીનાં પાણી અટકાવી ભાવનગરના બોર તળાવમાં વાળવામાં આવે છે. ત્યાં હું એક વખત ગયો હતો. સાંજનો સમય હતો. બંધનું પાણી દીવાલ ટપીને ધોધ માફક નદીમાં પડતું હતું. એક બાજુ આંબાનું વન આવી રહ્યું હતું અને બીજી બાજુ બંધની દીવાલ ઉપર સફેદ છાતી અને વાદળી પીઠ વાળા છ સાત કલકલીઆ બેઠા હતા. તેઓ વારંવાર પાણીમાં ડુબકી મારી શિકાર મેળવતા હતા. આટલા બધા કલકલીઆ એકીસાથે મેં અહીં જ પ્રથમ જોયા. એ પક્ષીનો એકલવાયો સ્વભાવ જોતાં આ બહુ જ વિચિત્ર ગણાય. સાથે બીજી જાતના પણ ત્રણચાર કલકલીઆ હતા. આ કલકલીઆને અંગ્રેજીમાં પાઇડ કિંગ ફિશર (Pied king fisher) કહે છે. એ કાબર જેટલો મોટો હોય છે અને તેને આખે શરીરે કાળા અને સફેદ પટ્ટા હોય છે. માત્ર પગ તદ્દન કાળા અને ચાંચ લાંબી હોય છે. આ કલકલીઆ પેલા સફેદ છાતી અને વાદળી પીઠ વાળા કલકલીઆની માફક તીડ કે બીજી જીવાત ખાતા નથી, પણ કેવળ માછલાં ઉપર નિર્વાહ ચલાવે છે. તે ડાળ કે પત્થર ઉપર શિકારની શોધમાં બેસતા નથી, પણ પાણી ઉપર સતત ઉડ્યા જ કરે છે અને માછલું ઉપર આવેલું જુએ કે અદ્ધર થંભી જાય છે. પછી પાંખો બીડી માથું નીચે રાખી પત્થરની માફક પડતું મુકે છે અને શિકાર પકડી બહાર નીકળે છે. આની પણ માળા બાંધવાની, ઇડાં મુકવાની તથા સેવવાની રીત વાદળી કલકલીઆ જેવી જ છે.

આ સિવાય ચકલી જેવડા બીજા નાના વાદળી કલકલીઆ પણ થાય છે. જેમની છાતી સફેદ હોતી નથી પણ ભુરી રાતી હોય છે. માત્ર ડોકે અને આંખ પાસે સફેદ ડાઘ હોય છે. એ સિવાય કાગડા જેવડા મોટા પણ સહેજ આછા વાદળી રંગના કલકલીઆની એક ચોથી જાત થાય છે. આ બધી જાતના કલકલીઆમાં શિકારની રીત, ન પચે તેવો ખોરાક ઓકી કાઢવાની રીત, ઇંડા મુકવાની પ્રથા તથા ઋતુ (એપ્રિલ–મે–જુન), દરમાં માળા બનાવવાનો સ્વભાવ તથા પગનાં આગલાં આંગળાં ચામડીથી ચોંટેલાં;—આ બધું એકસરખું હોય છે.

પક્ષી–વિશારદો બીજા એક નાના સુંદર પક્ષીને આ કલકલીઆના વર્ગમાં મુકે છે. તેનું કારણ શું છે તે બરાબર સમજાતું નથી, કેમકે તેની અને કલકલીઆની વચ્ચે સમાનતાનાં ચિહ્નો કરતાં અસમાનતાનાં ચિહ્નો વધારે છે. છતાં આપણે તો એ સુંદર પક્ષીનો અભ્યાસ અહીં જ કરીએ. આ પક્ષી આપણે ત્યાં બહુ જ સામાન્ય છે. કોઈ વાર નાનું ચકલી જેવડું લીલું પક્ષી તમે તારની વાડ કે રેલવે લાઈનના તાર ઉપર બેઠેલું જુઓ ત્યારે સમજવું કે એ પક્ષી તે નાનો નીલકંઠ; અથવા અંગ્રેજીમાં બી–ઇટર (Bee–eater.) લીલું પક્ષી, રાતી આંખ, આંખ આગળ કાળી લીટી, ગરદન સહેજ વાદળી, માથું તથા પીઠ તપાવેલા સુવર્ણ જેવાં રાતાં અને કદિ ન ભુલાય તેવાં પુંછડીમાંથી બહાર નીકળતાં બે લાંબાં કાળાં પીછાં;—આવું, સૌંદર્યના નમુના સમું ચકલાં જેવડું પંખી તે નીલકંઠ. તેના પગની રચના દરમાં ઈંડાં મુકવાની રીત અને પાંચ છ સફેદ ઈંડાં એ બધું કલકલીઆને મળતું આવે છે; પણ સહેજ વાંક વળેલી પાતળી ચાંચ, લાંબી પુંછડી, એકલવાયા નહિ પણ ટોળાંમાં ફરવાનો



નાનો નીલકંઠ

સ્વભાવ, ઝીણો પણ મીઠો અવાજ તેને કલકલીઆથી બીલકુલ જુદું પાડે છે. સામાન્યરીતે રેલવેના તાર ઉપર આ પક્ષી ઘણું નજરે પડે છે. જ્યારે હું મદ્રાસ તરફ ગયો ત્યારે તો મદ્રાસની નજદીકમાં તારને થાંભલે થાંભલે તેનો એકએક જોટો મેં જોયો. હવામાં ઉડતાં જીવડાં પકડવા તે વારંવાર ઉડે છે અને પાછું પોતાને સ્થળે બેસી જાય છે. આ ક્રિયા તે સવારથી સાંજ સુધી કરે છે. સૂર્યના પ્રકાશમાં તે ઉડે છે ત્યારે તેની લીલી પાંખો નીચે છુપાઇ રહેલો તપાવેલા સુવર્ણ જેવો લાલ રંગ એવો તો આકાશ ભરી દે છે કે આપણું ધ્યાન ખેંચાયા સિવાય ન જ રહે. આ પક્ષી બહુ સંપ ને આનંદથી રહે છે. તમે નાના નીલકંઠનાં ટોળાં જોશો, પણ તેને કદિ લડતાં નહિ જુઓ. સવારમાં તે પાણીથી સ્નાન કરે છે, અને સાંજે

ધુળમાં પાંખો ફફડાવીને નહાય છે. બીજાં પણ ઘણાં પક્ષીઓ આમ ધુળથી નહાય છે. તેમનાં પીછાંમાં ઝીણી જીવાત થઈ તેમને ચટકા ભરે છે, તેથી તેઓ પીછાંમાં ધુળ ભરી ખંખેરે છે; આથી જીવાતને સાથે લઈને ધુળ નીકળી જાય છે.

નીલકંઠના પગની રચના કલકલીઆ જેવી હોઈ તે ચાલી શકતાં નથી, તેમ કુદી પણ શકતાં નથી. માત્ર ડાળી કે તાર પકડીને તે બેસે છે ને ઉડીને ઉડતાં જીવડાંનો શિકાર કરે છે. નદીની ભેખડમાં કે ખેતરના પાળામાં નાનું દર બનાવી તેઓ માર્ચ અથવા એપ્રિલ માસમાં પાંચ છ સફેદ ઈંડાં મુકે છે. બચ્ચાં મોટાં થાય છે ત્યારે પ્રથમ તેને નીલકંઠની માફક પુંછડીમાં પેલાં બે તાર જેવાં લાંબાં પીછાં હોતાં નથી. તે પાછળથી ઉગે છે.



# કાળોકોશી

આ પક્ષી આપણે ત્યાં એટલું બધું સામાન્ય છે કે ભાગ્યે જ કોઇ એવો હશે જેણે તે ન જોયું હોય. હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધી ટ્રેનમાં મુસાફરી કરનાર દરેક જણ ગમે ત્યાં તારના પ્રત્યેક બે થાંભલાની વચ્ચે લગભગ એકેક કાળોકોશીને તાર ઉપર બેઠેલો જોશે. દક્ષિણમાં છેક મદ્રાસ સુધી અને ઉત્તરમાં હરદ્વાર સુધી મુસાફરી કરતાં. જ્યારે જ્યારે ટ્રેનની બારીમાંથી મેં બહાર જોયું છે ત્યારે ત્યારે એકાદ કાળો-કોશી મેં જોયો જ છે, એમ કહું તો તેમાં અતિશયોક્તિ નહિ ગણાય.

તેર ઇંચ લાંબું, તદ્દન કાળું, શરીરે પાતળું, છ ઇંચ લાંબી ને છેડે બંને બાજુ ગોળ વળેલી પુંછડી વાળું, હવામાં વારંવાર ઉડીને તાર ઉપર બેસતું અને મોટે ભાગે એકલું જ રહેતું પક્ષી તમે જુઓ ત્યારે માનજો કે એ કાળોકોશી—King-crow.

જોકે તેના અંગ્રેજી નામમાં તેને ક્રો (કાગડો) કહે છે, પણ ખરૂં જોતાં તો તેને કાગડાની જાત સાથે કાંઇ જ સંબંધ નથી. માત્ર ગણી શકીએ તો એક જ સંબંધ છે, અને તે એ કે કાગડાને હેરાન કરવો!

નર અને માદા બંનેનો રંગ એકસરખો હોય છે. માળા બાંધવા તથા ઇંડાં મુકવાની ઋતુ સુધી તેઓ મળતાં જ નથી.




કાળોકોશી

કાળોકોશી બધે એકલો જ નજરે પડે છે. એપ્રિલથી ઑગસ્ટ માસ સુધી તેમની ઈંડાં મુકવાની ઋતુ ગણાય. કાળાકોશીનો માળો ને ઇંડાં શોધવાં બહુ મુશ્કેલ છે. કેમકે તે ઝાડમાં ઘણે ઉંચે માળા બાંધે છે, અને ખોરાક માળા પાસે રહીને ન શોધતાં ઘણે દૂર સુધી જાય છે.

ગયા જુનમાં મેં કાળાકોશીનો એક માળો ભાવનગરના વિકટોરિયા પાર્કની બાવળની કાંટમાં જોએલો. તે જમીનથી લગભગ ૨૫ ફીટ ઉંચે હતો. બાવળની છેક ઉપરની ડાળના એક ફાળવામાં, વાટકાના આકારનો ગોળ ઉઘાડો માળો બાંધેલો

હતો. છોડનાં મુળ, સળીઓ, સાંઠી, વગેરેને ગોળ વાળીવાળીને સુંદર માળો બનાવ્યો હતો. એને ડાળ સાથે કરોળિયાના જાળાથી મજબુત બાંધી લીધો હતો. માળાનું તળિયું એટલું બધું પાંખુ હતું કે નીચે ઉભા રહીને જોવાથી પણ અંદરનાં ઇંડાં તથા ઉપરનું આકાશ દેખાતાં હતાં ! અમે એ ઇંડાં જોએલાં. તે રંગે સફેદ લાગતાં હતાં. મોટે ભાગે આ પક્ષી ત્રણથી પાંચ ઇંડાં મુકે છે.

કાળોકોશી ઉડવામાં અને લડવામાં બહુ જ હોશિયાર હોય છે. તેની ચાંચ અને પંજા મજબુત હોય છે અને તે એટલી ઝડપથી બીજાં પક્ષી ઉપર હુમલો કરે છે કે કાગડા ને સમળી જેવાં તેનાથી મોટાં પક્ષી પણ તેનાથી ગભરાય છે. જે ઝાડમાં કાળાકોશીનો માળો હોય તેની ઉપર કે પાસે થઇને પણ ઉડવાની તેઓ હીમત કરી શકતાં નથી. કાગડા જેવા ઈંડાંના ચોરને, તેમ જ ચકલાં હોલાં જેવાં નાનાં નિર્દોષ પક્ષીને કાળોકોશી બહુ સારી રીતે પારખે છે, અને તેથી જ જ્યાં કાળાકોશીનો માળો હોય તે જ ઝાડમાં કાળાકોશીના રક્ષણ નીચે આ નાનાં પક્ષીઓ પોતાના માળા બાંધે છે અને કાગડા તથા ખેરખટ્ટા જેવાથી નિર્ભય બને છે.

કાળોકોશી કોઇક વાર છેતરાય છે તે માત્ર એક જણથી. રંગમાં તેના જેવી જ, તથા વાંકી પુંછડી વાળી એક કોયલ થાય છે, જેને 'ગૂંગો–કકૂ' કહે છે. તે જ કાળાકોશીના માળામાં ચોરીછુપીથી પોતાનું ઇંડું સેવવા માટે મુકી આવે છે. પરંતુ તે પણ જો પકડાય તો તો કાળોકોશી તેનું ખુન કરે ત્યારે જ જંપે ! આ ગૂંગો–કકૂ કાળાકોશીને આબેહુબ મળતી હોય છે. જો બારીક નિરીક્ષણનો અવકાશ હોય તો જ તેના પગનાં આંગળાં ઉપરથી આપણે તેને પીછાની શકીએ. સામાન્ય કોયલની

માફક તેને, આગળ બે અને પાછળ બે એમ ચાર આંગળાં હોય છે; જ્યારે કાળાકોશીને આગળ ત્રણ અને પાછળ એક આંગળું હોય છે. આ ગૂંગો-કટ્ટૂ કાઠિયાવાડમાં તો જોવામાં આવતી નથી.

માળા બાંધવાની અને ઈંડાં મુકવાની ઋતુ શરૂ થાય છે ત્યારે કાળાકોશીના જોટા નજરે પડે છે. વહેલી સવારે તેમનું સુંદર સંગીત પણ સંભળાવા માંડે છે. કાળોકોશી ઘણી જાતના અવાજ કરી શકે છે: કેટલાક મધુર અને કેટલાક કર્કશ પણ. ઑગસ્ટ માસની એક સાંજે મેં અજમેર સ્ટેશનની નજીક તાર ઉપર પાંચ કાળાકોશીને બેઠેલા જોએલા તથા સુંદર અવાજ કરતા સાંભળેલા. કાળાકોશીને એકાંત પસંદ છે, છતાં આટલું મોટું ટોળું જોઇ મને તે દિવસે નવાઇ લાગી; પણ બરોબર તપાસ કરીને વિચાર કરતાં સમજાયું કે તે તો નર, માદા અને તેનાં બચ્ચાં સૌ ભેગાં બેસી આનંદ કરે છે. કેમકે ઑગસ્ટમાં તો બચ્ચાં મોટાં થઇ માબાપથી જુદાં પડવા જેવડાં થઇ જાય છે.

ગીચ જંગલ કરતાં ઉઘાડું જંગલ, અને ચારે બાજુ શિકારની નજર રહે માટે તાર કે સુકા ઝાડની ડાળ કાળાકોશીને બહુ જ પસંદ છે. તેનું નિરીક્ષણ કરો તો જણાશે કે તે વારંવાર ઉડી ચક્કર લઈ પાછો પોતાને મુળ સ્થળે આવી બેસી જાય છે. હવામાં ઉડતાં જીવડાં તે ચાલાકીથી પકડી લે છે, અને કોઇક-કોઇક વાર તીડ પકડવા જમીન પર પણ ઉતરે છે. આખો દિવસ તે આ પ્રમાણે શિકાર કરે છે. ઠેઠ સાંજે ખુબ અંધારૂં થતાં સુધી પણ તેની આ પ્રવૃત્તિ બંધ પડતી નથી. અંધારામાં ઝીણી જીવાત બહુ જ બહાર નીકળે છે, એટલે કાળાકોશીને પુષ્કળ ખોરાક મળે છે. મેં આ જ પ્રમાણે તેના એક જોટાને

રાતના આઠ વાગ્યા સુધી કુવાને કાંઠે શિકાર કરતાં મારી નજરે જોયો હતો.

સામમાં તો એ ગાય, ભેંશ કે બકરાંના ટોળામાં પણ દેખાય. તે પશુના બરડા ઉપર બેસે છે. પછી જેવાં ઢોર ચાલે તેવાં આસપાસના ઘાસમાંથી ઝીણાં તીડ અથવા જીવડાં ઉડે અને કાળોકોશી તેને પકડી પકડીને આરોગવા માંડે! ગાયભેંશના બરડા ઉપર તે બેસે પણ એવી રીતે કે તેનું પુંછડું પોતાને વાગે નહિ. તેની આવી હોશિયારી, ચપળતા તથા લડાયક શક્તિને લીધે તેને આપણે ત્યાં પક્ષીનો પટેલ તથા દક્ષિણમાં કોટવાળ કહે છે. આ પક્ષીને મેં માઉન્ટ આબુ ઉપર ક્યાંય જોયું નહિ; એટલે એમ અનુમાન થાય છે કે તે પર્વતના શિખર કરતાં જમીનની સપાટી વધારે પસંદ કરે છે અથવા ગીચ જંગલ કરતાં ઉઘાડાં ખેતર તેને વધુ માફક આવે છે.

કાળાકોશીની એક બીજી જાત શિયાળામાં મેં ભાવનગરમાં ડાક બંગલા પાસે જોએલી. બે પક્ષી હતાં, એટલે જોટો હતો એમ કદાચ કહી શકાય. આપણા સામાન્ય કાળાકોશી અને આ શિયાળુ મહેમાન વચ્ચે ફેર માત્ર એટલો જ હતો કે આ મહેમાનનો પેટનો ભાગ સફેદ અને શરીર સહેજ વધુ નાજુક હતું. આ સફેદ છાતીવાળો કાળોકોશી ઘણું જ મધુર ગાય છે. તેઓ અહીં બારે માસ રહેતાં નથી, પણ શિયાળામાં આવે છે ને ચૈત્રની શરૂઆતમાં તો ચાલ્યાં જાય છે. કોઇ ઠંડા પ્રદેશમાંથી આવતાં હશે.

કાળાકોશીની એક ત્રીજી જાત ભીમરાજ નામની થાય છે. આ પક્ષી પર્વતો ઉપર ગીચ ઝાડીમાં વધારે માલુમ પડે છે અને તેને મોટે ભાગે વાંસનું જંગલ વધારે માફક છે. એનો

રંગ પણ તદ્દન કાળો જ હોય છે; લંબાઇ પણ લગભગ કાળા-કોશી જેટલી જ; પણ પુંછડીને છેડેથી સળિયા જેવાં બે પીછાં નીકળે છે, જેને છેડે પણ થોડાંક પીછાં હોય છે અને લંબાઇ એક ફુટ જેટલી થવા જાય છે. આ પક્ષી દરેક જાતની જીવાત ખાઇને રહે છે. તેની માળા બાંધવાની રીત, ઋતુ વગેરે બધું કાળાકોશીને જ મળતું. આ ભીમરાજ જાતજાતના સૂર કાઢી શકે છે, બધી જાતનાં પક્ષીઓની બોલી કરી શકે છે, ઉપરાંત ઘોડાનો હણહણાટ, બિલાડીનું મિયાંઉં તથા માણસની બોલી વગેરેનું તો ઘણું સરસ અનુકરણ કરી શકે છે. આ કારણે માણસો તેને પાળે પણ છે. આવા તૈયાર ભીમરાજ મુંબાઇ તેમજ કલકત્તાની પક્ષીની બજારોમાં વેચાતા મળે છે. પાળનારે માત્ર ધ્યાન એટલું જ રાખવાનું કે તેનાં પીછાં બહુ લાંબાં હોય છે, એટલે તેને માટે પીંજરૂં ઘણું મોટું રાખવું, નહિતર નાના પીંજરામાં રાખવાથી તેની પુંછડીની ખુબી જતી રહે છે અને પોતે સહેલાઇથી ફરી ન શકવાથી તે ઘણી વાર જલદી મરી જાય છે.

## પક્ષીઓ વિષે ટુંકી નોંધ

**દીવાળીઘોડો:** કાળાં, ધોળાં અને રાખોડી રંગનાં પીછાંવાળું ચોખ્ખું, નાનું આઠ ઇંચ લાંબું પક્ષી. શિયાળામાં તે હિંદુસ્તાનમાં બધે દેખાય છે. ઉનાળો શરૂ થતાં તે હિમાલય, કાશ્મીર, તિબેટ, તુર્કસ્તાન, અફઘાનિસ્તાન અને પૂર્વ ઇશાન તરફ ચાલ્યું જાય છે. તે ઇંડાં ત્યાં મુકે છે. ઇંડાં લંબગોળ ·૭૮ × ·૬૨ ઇંચ માપમાં હોય છે, અને રંગે ભુરાં તથા ઝીણાં છાંટણાંવાળાં અને સ્હેજ ચકચકતાં હોય છે.

**નીલકંઠ** અથવા **જય:** માથું વાદળી, પીઠ અને ગરદનની બાજુ રાતી ભુરી, પાંખો લીલી અને વાદળી, પુંછડી ઘેરી વાદળી, અને તેમાં ઝાંખા વાદળી પટ્ટા: લંબાઇ ૧૩ ઇંચ. ઇંડાં માર્ચથી જુલાઇ સુધીમાં કોઈ મકાન અથવા ઝાડની અંદરની બખોલમાં મુકે છે. ઇંડાંની સંખ્યા ચારથી પાંચની હોય છે. આકારમાં લગભગ ગોળ હોય છે ને રંગે ચકચકતાં સફેદ. ઇંડાંની લંબાઇ ૧·૩ ઇંચ.

**ફુલચકલી-શકરખોરો** (Sun-Bird): નરનો રંગ કાળો, પણ સૂર્યના પ્રકાશમાં જાંબુડિયાની છાયા તેમાં દેખાય. માદાનો ઉપરનો અને પાંખોનો રંગ લીલાશ ઉપર ભુરો; પુંછડી કાળી ભુરી અને પેટનો ભાગ આછો પીળો. લંબાઈ ૪ ઇંચ. ચાંચ લાંબી અણીવાળી અને ગોળ વળેલી. ઇંડાં જાન્યુઆરીથી એપ્રિલ સુધીમાં મુકે છે. ઇંડાંનો રંગ ઝાંખો સફેદ અને તેમાં રાતાં છાંટણાં; ઇંડાંની લંબાઇ ·૬૪ × ·૪૬ ઇંચ.

**ઘંટીટાંકણીઓ-હુડહુડ:** માથા ઉપર કલગી; તેના છેડા કાળા અને સફેદ; આખો રંગ ભુરો અને તેમાં સફેદ પટ્ટા. લંબાઇ ૧૨ ઇંચ. શિયાળામાં આ પક્ષી હિંદુસ્તાનમાં બધે દેખાય છે, પણ ઉનાળામાં પૂર્વ અને પશ્ચિમ હિમાલયમાં જતાં રહે છે, અને ઇંડાં પણ ત્યાં જ મુકે છે. ઇંડાં મુકવાની ઋતુ ફેબ્રુઆરીથી જુલાઇ સુધી હોય છે. ઇંડાંની સંખ્યા ત્રણથી દસ સુધીની હોય છે અને તેમનો રંગ ઝાંખો લીલો—વાદળી હોય છે.

**અબાબીલ-સ્વિફ્ટઃ** પુંછડીના મૂળ આગળ સફેદ પટ્ટો, દાઢી નીચે સફેદ રંગ, અને બાકીનાં પીછાં ભુરા કાળા રંગના હોય છે. લંબાઇ ૬ ઇંચ; પાંખો દાતરડા જેવી ગોળ વળેલી; ચાંચ નાની અને મોંફાટ મોટી હોય છે. તેમનાં ટોળાં આખો દિવસ ઉડતાં દેખાય છે અને માળામાં વર્ષના ગમે તે ભાગમાં ઇંડાં તેમજ બચ્ચાં માલુમ પડે છે. ઇંડાંનું માપ ·૮૫×·૫૫ ઇંચ સુધી હોય છે.

**બુલબુલઃ** આઠ ઇંચ લાંબુ, માથું કાળું, સહેજ કલગી, બરડો અને પાંખો રાખોડીઃ પુંછડીનાં પીછાં છેડે સફેદ અને પુંછડી નીચે લાલ બુંદ. ઇંડાં મુકવાની ઋતુ મે તથા જુન માસમાં હોય છે. વર્ષમાં બે વાર ઇંડાં મુકે છે. ઇંડાંની સંખ્યા બે થી ચાર સુધી હોય છે અને ઇંડાંનું માપ ·૯×·૬૫ ઇંચ હોય છે. સફેદ ગાલ, પીળો બુંદ અને માથે મોટી કલગી વાળાં એક બીજી જાતનાં બુલબુલ પણ થાય છે.

**કુત્કી-ટેલર બર્ડઃ** પાંચ ઇંચ લાંબું, માથું રતાશ ઉપર, ઝાંખા પોપટિયા રંગનો બરડો, પેટનો ભાગ સફેદ, ચાંચ લાંબી અને અણી વાળી. હિંદુસ્તાન અને ચીનમાં તે માલુમ પડે છે; મે, જુન ને જુલાઇમાં ઇંડાં મુકે છે. ઇંડાંની સંખ્યા ચારથી છ સુધી હોય છે, જેની લંબાઇ પહોળાઈ ·૬૪×·૪૬ ઇંચ હોય છે.

**કોયલઃ** ૧૭ ઇંચ લંબાઈ નર તદ્દન કાળોઃ માદા પટ્ટાવાળી ભુરી. આંખો લાલ. આખા હિંદુસ્તાનમાં માલુમ પડે છે. જુન માસમાં કાગડાના માળામાં ઇંડાં મુકે છે. કાગડા કરતાં તેનાં ઇંડાં નાનાં હોય છે, જેનું માપ ૧·૨×·૯ ઇંચ સુધી હોય છે.

**બપૈયોઃ** ૧૩ ઇંચ લબાઈ, ઉપરનો ભાગ ભુરો ને પાંખોમાં સફેદ પટ્ટા. પેટ સફેદ પણ રતાશ ઉપર. બાજ જેવું દેખાય. હિંદુસ્તાન અને સીલોનમાં માલુમ પડે છે. ઇંડાં મુકવાની ઋતુ એપ્રિલથી જુન. લેલાંના માળામાં તે ઇંડાં મુકે છે. ઇંડાંનું માપ ૧×·૮ ઇંચ સુધી.

**મોતીડોઃ** ૧૩ ઇંચ લંબાઈ; કલગી અને ઉપરનો ભાગ કાળોઃ સહેજ લીલી છાયા. પાંખો ઘેરી ભુરી, પણ અંદર સફેદ પટ્ટાઃ પુંછડી લાંબી ને છેડે સફેદ; પેટનો ભાગ સફેદ. આફ્રિકા અને હિંદુસ્તાનમાં માલુમ

પડે છે. ઇડાં લેલાંના માળામાં જુનથી ઑગસ્ટ સુધીમાં મુકે છે, જેનું માપ ·૯૪ × ·૬૩ ઇંચ હોય છે.

**ટીટોડીઃ** ૧૩ ઇંચ લાંબી; માથું, ડોક અને છાતી કાળી; આંખથી પેટ સુધી સફેદ પટ્ટો; બરડો અને પાંખો લીલાશ ઉપર ભુરી; પાંખમાં સફેદ પટ્ટો; આંખ, કપાળ ને ચાંચ રાતાં; પગ લાંબા અને પીળા. મેસેપોટેમિયાથી તે સીલોન સુધી એ માલુમ પડે છે. ઇંડાં મુકવાની ઋતુ મેથી જુન છે. માળો જમીન ઉપર હોય છે અને ઇંડાંની સંખ્યા ચાર હોય છે, જેનું માપ ૧·૬૫ × ૧·૨ ઇંચ હોય છે.

**કાળોકોશીઃ** ૧૩ ઇંચ લાંબો, જેની અંદર બંને બાજુ વળેલી ૬ ઇંચની પુંછડી. તે હિંદુસ્તાનમાં માલુમ પડે છે. રંગ તદ્દન કાળો ચકચકતો ઇંડાં મુકવાની ઋતુ એપ્રિલથી ઑગસ્ટ. ઇંડાંની સંખ્યા ત્રણથી પાંચ, જેનું માપ ૧·૦૫ × ·૭૫ ઇંચ.

**કલકલીઓઃ** ત્રણ જાતઃ સફેદ છાતીવાળો, પટ્ટાવાળો અને વાદળી.

સફેદ છાતીવાળોઃ ૧૧ ઇંચ લાંબો; બરડો તથા પાંખો વાદળી; ડોક ને છાતી સફેદ; લાંબી ચાંચ રંગે ઘેરી રાતી. એશિયામાઇનોરથી તે બર્મા સુધી માલુમ પડે છે. ઇંડાં મેથી જુન સુધી મુકે છે, જેની સંખ્યા ૪ થી ૭ અને માપ. ૧·૧૫ × ૧·૦૫ ઇંચ. હોય છે. માળો દરમાં હોય છે.

**નાનો નીલકંઠઃ** ૯ ઇંચ લાંબો; પુંછડીનાં વચલાં પીછાં બે ઇંચ વધુ લાંબાં; બરડો ને પાંખો લીલી; હડપચી અને ડોક વાદળી. ચાંચ કાળી તથા પાતળી વળેલી લાંબી અને આંખ રાતી. ઈજીપ્તથી તે હિંદુસ્તાન સુધી તે માલુમ પડે છે. ઇંડાં માર્ચથી જુન સુધીમાં મુકે છે, જેની સંખ્યા ૩ થી ૫ હોય છે અને માપ ·૭૫ × ·૭ ઇંચ હોય છે. માળો દરમાં હોય છે.